

# हे प्रभो !

હે પ્રભુ ! તમે એક છો, અખંડ છો, અનંત છો, વ્યાપક છો, નિર્વિકાર છો, સર્વાધાર છો, સકળ વિશ્વના સ્વામી છો અને સર્વ શક્તિમાન છો. તમે સર્વ ગુણોના નિધિ છો, તમે દયાના સાગર છો અને તમે અધમ ઉદ્ધારણ છો તમારો મહિમા અગાધ છે, તમારૂં ડહાપણ અપાર છે, તમે રાજાઓના રાજા તથા દેવોના પણ દેવ છો અને તમારી અકળ ગતિનો પાર કોઇ પામી શકતું નથી. હે મહામંગળકારી અખંડ સચ્ચિદાનંદ ! હે પરમ કૃપાળુ પવિત્ર પિતા મહાન ઇશ્વર ! આપના એવા ગુણો અને મોટાઇમાં અમારૂં મન લય કરવા માટે તથા આપની સત્ય સેવા કરવાને ખાતર શુદ્ધ અંતઃકરણના પ્રેમપૂર્વક હજારો હજારો વાર આપને અમે દંડવત્ પ્રણામ કરીએ છીએ.

# મહાત્માજી ભજન ગાય છે:—



અમે ભજીએ છીએ ભગવાન—આવી બેસો અમારી પાસે રે;
તેમાં તમને નથી નુકસાન—આવી બેસો અમારી પાસે રે.
મળી ભાગમાં કરીએ વેપાર—આવી બેસો અમારી પાસે રે;
તેમાં ખોટ નથી તલભાર—આવી બેસો અમારી પાસે રે.
પુરો પ્રેમ ધરી કરી ઉર—આવી બેસો અમારી પાસે રે;
જાવું હોયે હરિની હજુર—આવી બેસો અમારી પાસે રે.
કરી લેવું જો હોયે કલ્યાણ—આવી બેસો અમારી પાસે રે;
રૂડો રીઝવવો હોયે રામ—આવી બેસો અમારી પાસે રે.
છે જાદવ નથી બુરૂં કામ—આવી બેસો અમારી પાસે રે;
કરશે તમારૂં ભગવાન—આવી બેસો અમારી પાસે રે.

# પ્રકાશકનું નિવેદન

ધર્મ, નીતિ, ભક્તિ ઇ૦ વિષયનાં ઉપયોગી પદોવાળા આ પુસ્તકની બારમી આવૃત્તિ દોઢ વર્ષમાં ખપી જવાથી આ તેરમી આવૃત્તિ પણ બનતા સંશોધન તથા મૂલ્યના ઘટાડાપૂર્વક નીકળી છે.

આષાઢવદી ૧૧ સં. ૧૯૮૨

## આગલી ૧૨ મી આવૃત્તિના નિવેદનમાંથી

આ 'ભજનસાગર'ની યોજના મુંબઈના નરનારાયણના મંદિરની ભજન મંડળીના ઉપદેશક ભક્તરાજ શ્રીજનદવજી મહારાજ તરફથી થએલી છે. આમાંનાં ભજનો વગેરે એ મંડળીમાં તેમજ અન્ય મંડળોમાં તથા હરિજનોમાં છૂટથી ગવાય છે. આવા બહોળા ઉપયોગને લીધે આ પુસ્તકની અનેક આવૃત્તિઓ નીકળી ચૂકી છે. એ પૈકી બે આવૃત્તિઓ આ સંસ્થા તરફથી પણ નીકળી હતી. એ પછી પણ આવૃત્તિઓ નીકળતી ચાલી તેમ તેમ એમાં ઉક્ત ભક્તરાજ તરફથી સારાં સારાં ભજન, લાવણી વગેરેનો ઉમેરો થતો રહેવાથી વધુ કદ પણ વધતું ચાલ્યું છે; પરંતુ મોટી સંખ્યામાં છપાવવા વેચવાની વ્યવસ્થાને અભાવે એ ચોપડી-દાખલા તરીકે તેની છેલ્લી આવૃત્તિ-તેની છાપેલી રૂ. ૧॥ ની કિંમતે પણ સર્વ કોઈને મળી શકતી નહિ. એ મુશ્કેલી દૂર થઇ આ પુસ્તક પણ સર્વ કોઇને સારા આકારમાં અને સસ્તાઇમાં મળી શકે એવા હેતુથી તથા શ્રીજનદવજી મહારાજની પણ તેમાં પૂર્ણ સંમતિ મળવાથી આ ૧૨ મી આવૃત્તિ આ સંસ્થા તરફથી પ્રસિદ્ધ કરવામાં આવી છે; અને બનશે ત્યાં સુધી હવે પછીની આવૃત્તિઓ પણ આ સંસ્થા પ્રસિદ્ધ કરતી રહેશે.

આમાં ભજનો વગેરે સર્વ આગલી આવૃત્તિ પ્રમાણેજ આપ્યાં છે. કેટલુંક આવશ્યક સંશોધન પણ કરાયું છે; છતાં ભૂલોનું શુદ્ધિપત્ર છેવટે અપાયા મુજબ સુધારી લઇનેજ વાંચવા ભલામણ છે.

સંતવાણીના આ નાના જેવા સંગ્રહની આટલી બધી આવૃત્તિઓ નીકળી, એજ એ વાણીની મહત્તા અને તેની ચૂંટણીની ઉપકારકતા દર્શાવી આપવાને પૂરતું છે. વિ સં. ૧૯૮૦, જ્યેષ્ઠમાસ

# સામાન્ય સાંકળીયું



# જ્ઞાનભક્તિની લાવણીઓનું સાંકળીયું

# અકારાદિ અનુક્રમ

શાંતાકારં ભુજગશયનં પદ્મનાભં સુરેશમ
વિશ્વાધારં ગગનસદૃશં મેઘવર્ણં શુભાંગમ।
લક્ષ્મીકાંતં કમલનયનં યોગિભિર્ધ્યાનગમ્યમ
વંદે વિષ્ણું ભવભયહરં સર્વલોકૈકનાથમ ॥

---

# शुद्धिपत्र

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૮ | ૭ | ફ્ળ | ફળ |
| ૪૪ | ૨ | મોહજાળ | મોહજળ |
| ૫૦ | ૫ | ભાાંગી | ભાંગી |
| ૧૧૮ | ૧૭ | ભાક્ત | ભક્તિ |
| ૧૨૯ | ૨૨ | ભાઇ | ભયી |
| ૧૬૦ | ૨૪ | માંગ લ | માગ લે |



# श्रीभजनसागर

॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

## સત્સંગવિષે

૧

મહાપદ લાધ્યું રે જેને, બીજાં સાધન ન રહ્યાં તેને.
સહજ સમાધિ રે લાગી, અનુભવજ્યોતિ નિરંતર જાગી.
અનહદ વાજાં રે વાજે, પ્રણવ અરણવ લહેરે ગાજે.
ગંગા જમુના રે વહે છે, તરવેણીમાં તાલ મળે છે.
જન ત્યાં આવે રે ઝાઝા, ત્યાં છે સકળ તીરથનો રાજા.
દેવ મુનિનો રે મેળો, ભાવિક સંઘ થાય છે ભેળો.
અક્ષય વટ છે રે એમાં, વિશ્વપતિનો વાસો તેમાં.
તે તીરથમાં રે ન્હાશે, કાગ મટીને હંસજ થાશે.
પિંડજ તેમાં રે ધરશે, એકોત્તરશત કુળ તો તરશે.
નિર્મળ થાશે રે કાયા, પ્રેમપ્રયાગવિષે જે ન્હાયા.
સતપુરુષોની રે સંગે, છોટમ ન્હાયો પરમ ઉમંગે.

૨

સુખ કહ્યું ન જાય સત્સંગનું રે, (૨)
આઠે અંગમાં આનંદ થાય— સુખ૦
અડસઠ તીરથ એને સૌ આંગણે રે, (૨)

શાંતાકારં ભુજગશયનં પદ્મનાભં સુરેશમ
વિશ્વાધારં ગગનસદૃશં મેઘવર્ણં શુભાંગમ ।
લક્ષ્મીકાંતં કમલનયનં યોગિભિર્ધ્યાનગમ્યમ
વંદે વિષ્ણું ભવભયહરં સર્વલોકૈકનાથમ ॥

---

# शुद्धिपत्र

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૮ | ૭ | ફ્ળ | ફ્ળ |
| ૪૪ | ૨ | મોહજાળ | મોહજળ |
| ૫૦ | ૫ | ભાાગી | ભાગી |
| ૧૧૮ | ૧૭ | ભાક્ત | ભક્તિ |
| ૧૨૯ | ૨૨ | ભાઇ | ભયી |
| ૧૬૦ | ૨૪ | માંગ્ લ | માંગ લે |



# श्रीभजनसागर

॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

## સત્સંગવિષે

૧

મહાપદ લાધ્યું રે જેને, બીજાં સાધન ન રહ્યાં તેને.
સહજ સમાધિ રે લાગી, અનુભવજ્યોતિ નિરંતર જાગી.
અનહદ વાજાં રે વાજે, પરણવ અરણવ લહેરે ગાજે.
ગંગા જમુના રે વહે છે, તરવેણીમાં તાલ મળે છે.
જન ત્યાં આવે રે ઝાઝા, ત્યાં છે સકળ તીરથનો રાજા.
દેવ મુનિનો રે મેળો, ભાવિક સંઘ થાય છે ભેળો.
અક્ષય વટ છે રે એમાં, વિશ્વપતિનો વાસો તેમાં.
તે તીરથમાં રે ન્હાશે, કાગ મટીને હંસજ થાશે.
પિંડજ તેમાં રે ધરશે, એકોત્તરશત કુળ તો તરશે.
નિર્મળ થાશે રે કાયા, પ્રેમપ્રયાગવિષે જે ન્હાયા.
સત્પુરુષોની રે સંગે, છોટમ ન્હાયો પરમ ઉમંગે.

૨

સુખ કહ્યું ન જાય સત્સંગનું રે, (૨)
આઠે અંગમાં આનંદ થાય— સુખ૦
અડસઠ તીરથ એને સૌ આંગણે રે, (૨)

સત્સંગેથી ભેળાં થાય— સુખ૦
એ સુખ ઇંદ્રના લોકથી અધિક છે રે, (૨)
વૈકુંઠેથી વધતું જાય— સુખ૦
એ સુખ બ્રહ્માના લોકથી ભારે ઘણું રે, (૨)
એ તો વેદ પુરાણે વંચાય— સુખ૦
મહેતો નરસિંહ એમાં તો એમ ભણે રે, (૨)
એ તો ઓળખાવે અવિનાશ— સુખ૦

૩

જિને ન કિયો સત્સંગ જનમ ધરી,
જિને ન કિયો સત્સંગ રે. (ટેક)
તાકો કેવલ પશુ કરી માનો (૨)
જદપિ મનુષ્યકો અંગ રે (૨)–જિને૦
ક્યા ભયો પાટ પીતાંબર પહેરન,
ચઢવે હસ્તી તુરંગ રે (૨)
નામેં કાહે બડાઇ પાયો (૨)
ફુલ્યો હ્રદય ઉમંગ રે (૨)–જિને૦
આહાર નિદ્રા ભય કરત હે મૈથુન,
લગ્યો વિષયકો રંગ રે (૨)
ચેતત નાહીં બડો હે મૂરખ (૨)
કાલ કરેગો ભંગ રે (૨)–જિને૦
નિર્મળ ચિત્ત કરી કબહુ ન નાહ્યો
સંતસ્વરૂપી ગંગ રે (૨)
કહે દેવા કેસે કરી પાવે (૨)

પૂરણ પદ અભંગ રે (૨)–જિને૦

૪

સંતો અમે વહેવારીઆ, શ્રીરામનામના રે (ટેક)
વેપારી આવે છે બધા, ગામ ગામના રે–સંતો૦
અમારૂં વસાણું સંતો, સૌ કોને ભાવે (૨)
અઢારે વરણ જેને 'વહોરવાને આવે–સંતો૦
લાખ કરોડે લેખાં નહિ ને, પારવિનાની પુંજી (૨)
વ્હોરવું હોય તો વ્હોરી લેજો, કસ્તુરી છે સોંઘી–સંતો૦
આવશે ને ખાતાવહીમાં, લક્ષ્મીવરનું નામ (૨)
ચિઠ્ઠીમાં ચતુર્ભુજ લખીઆ, નરસૈયાનું કામ–સંતો૦

૫

જેને ઘેર હરિજન હરિજશ ગાય, તે તો નિત્ય ગંગામાં ન્હાય (૨)
અડસઠ તીરથ ગુરુને આંગણે (૨) દૂર ગયે શું થાય–જેને૦
ધ્રુવ નાહ્યા પ્રલ્હાદ નાહ્યા, હેતે નાહ્યા હનુમાન (૨)
પ્રીત કરી પરીક્ષિત નાહ્યા (૨) જોગી શુકદેવ ગાય–જેને૦
સહુ સંત મળી ધારણ બાંધ્યું, જ્ઞાનગંગા તોળાય (૨)
જપતપ તીરથ જોડે મળ્યાં તેમાં(૨)સર્વસાધન મળી જાય–જે૦
જ્ઞાનગંગાનો મહિમા મોટો, મુખે કહ્યો નવ જાય (૨)
ભલે મળ્યા મે'તા, નરસીના સ્વામી (૨) હેતે હરિગુણ ગાય–જે૦

૬

માનો મળી છે મોટી વાત, હાથે આવી તે માં હારજો રે;
કરી જતન દિવસ રાત, સુતાં બેઠાં સંભારજો રે.
સાચો મળ્યો છે સત્સંગ, અંગે અચળ કરી રાખજો રે;
રખે ચઢે બીજાનો રંગ, એવું ડહાપણ દૂર નાખજો રે.

લઇ બેઠા છો મોટા લાભ, ભેટી પૂરણ બ્રહ્મને રે;
નહિ તો દુઃખના ઉગત ડાભ, માની લેજો આ મર્મને રે.
આજ પામ્યા છો આનંદ; વામ્યા દારુણ દુઃખને રે;
એમ કહે નિષ્કુલાનંદ, રખે મુકતા એવા સુખને રે.

## ગુરુવિષે

૭

હરિગુણ બાર બાર ગાતાં, પ્રભુગુણ બાર બાર ગાતાં (ટેક)
ગુરુકી કૃપાદૃષ્ટિ રંગ છાઈ, હરિગુણ બાર બાર ગાતાં—હરિ૦
આસન બાંધી સુરતી સાંધી, ભ્રકુટીમેં ધ્યાન લગાય—હ૦
કૃષ્ણ મોરારી જેને કામળ કાળી, એહી મેરે મન ભાય—હ૦
જાદવ ગુરુકી કૃપા ભઇ, તો નાચત વૈકુંઠ જાય—હરિગુણ૦

૮

દેખ્યા હોય તો કહી બતલાવો,
ક્યાં છે ગુપ્તી ગંગા?—ભાઈ ક્યાં છે૦—હોજી (ટેક)
ધુડ ગુરુ ને છીપા ચેલા,
નહિ દિવસ પગદંડા—ભાઈ નહિ દિવસ૦—હોજી,
આગમ ભાંખે કાંઈ નવ સુઝે (૨)
આપ વખાણે અંધા—ભાઇ આપ વખાણે૦—ભાઈ ક્યાં છે૦
સદ્‌ગુરુ મળીયા ને સંશય ટળીયા,
ને મિટ ગયા સર્વે ફંદા—ભાઈ મિટ ગયા સર્વે૦—હોજી;
મોતી નિરખ્યા પિયુકું પરખ્યા (૨)
જબી ભયા આનંદા—ભાઈ જબી ભયા૦—ભાઈ ક્યાં છે૦
એક નુરીજન મોતી નિરખ્યા,

વચન ગુરુકા વધા–ભાઈ વચન ગુરુકા વધા૦–હોજી;
દાસ અરજણ જીવણકે ચરણે (૨)
ધ્યાની પુરુષકા ધવા–ભાઇ ધ્યાની૦–ભાઇ ક્યાં છે૦

૯

સદ્‌ગુરુનાતેશબ્દવિચારતાં(૨)મટેમાયામોહવિકાર-હરિરસપીજીયે
બાળી ભસ્મ કરે બીજી વાસના (૨) ઉર પ્રગટે પ્રેમ અપાર–હરિ૦
એવો અજર અમીરસ જે પીયે (૨)તેનાં નેણાંવેણાં પલટાય–હરિ૦
લાગી બ્રહ્મખુમારી ન ઉતરે (૨) સુખ મુખે કહ્યું નવ જાય–હરિ૦
તેને સંભવ નથી રે શરીરનો (૨) થયો આતમદૃષ્ટે ઉઘાડ–હરિ૦
મરજીવો થઇ હરિને મળે (૨) ગળે જ્ઞાન–હિમાળે હાડ–હરિ૦
બ્રહ્મધ્યાને ગગનવત થઈ રહે (૨) જેમ કુંભ મહાજળમાંહે–હરિ૦
કૃષ્ણ પોતામાં પોતે શ્રીકૃષ્ણમાં (૨)કૃષ્ણવિના ન દીસે કાંઇ–હરિ૦
જઇ સરિતા સાગરમાંહે ભળે(૨)તેનું નામ નદી ટળી જાય–હરિ૦
કહે પ્રીતમ સદ્‌ગુરુ સેવતાં (૨) ટળે અંતર એકરસ થાય–હરિ૦

૧૦

સદ્‌ગુરુએ અમને મારેલ છે રે શબ્દોનાં બાણ
એક રામને ભજી લ્યો નિરવાણ રે—સદ્‌૦
કુટુંબ કબીલાની કુડી કુડી માયા રે (૨)
સાચું નારાયણનું નામ રે— સદ્‌૦
કહે રવિદાસ સતો ભાણ પ્રતાપે રે (૨)
મટી ગઇ ચોરાશી કેરી ખાણ રે— સદ્‌૦

૧૧

સદ્‌ગુરુ સ્વામીને વીનવું, નમી નમી લાગું પાયજી;
દાન દીધાં રે ભક્તિ જ્ઞાનનાં, કોટી કર્મ મિટાયજી–સ૦

જનમ મરણનું તો ભય ગયું, મટી જમડાની ત્રાસજી;
લખ રે ચોરાશી ખાતું વીંટીયું, જાણી પોતાનો દાસજી—સ૦
સદ્‍ગુરુ સમ દાતા નહિ, જોજો વીચારી ધ્યાનજી;
સગાંસંબંધી બેહેની બંધવા, સરવે સ્વપ્ના સમાનજી—સ૦
અવગુણ મારા અનેક છે, નવ જોયા નિરધારજી;
બિરદ પોતાનું સંભારીને, મણિદાસ કહે બલિહારજી—સ૦

૧૨

મારી રે કટારી સંતો પ્રેમની, લાગી કલેજા માંયજી;
અગોઅગમાંહે વેદના, નિશદિન ખટકે તનમાંયજી—મા૦
સદ્‍ગુરુ સાચા શર સાંધીને, તાકી માર્યાં જેણે બાણજી;
ઘાયેલ કીધાં તનમન જ્ઞાનશું, એ સુખ જાણશે કોઇ જાણજી—
ગ્રેહ અગ્નિ રે જેના અંગમાં, તપ્યાં તેનાં રે તનજી;
સુખ ના ગમે રે આ સંસારનું, સદ્‍ગુરુ સાથે બાંધ્યાં મનજી—
પ્રીત છે રે જેને પ્રાણથી, ગુરુવિના ઘડી ન રહેવાયજી;
જળની વિખુટી જેમ માછલી, તલખી તલખી મરી જાયજી—
પ્રીત જોજો રે બપૈયા તણી, જેની ન ટળે ટેકજી;
પૃથ્વી પડયાં રે જળને નહિ નમે, અધર બુંદ પીએ એકજી—
પ્રીત હશે રે જેને પૂર્વની, મળશે ગુરુ તેને જ્ઞાનીજી;
મણિદાસ કહે સદ્‍ગુરુ સંતને, વારંવાર કુરબાનજી—મા૦

૧૩

આજે આનંદ ગુરુ આવ્યા આંગણે (૨)
હું તો દિલ ભરી આદર દઈશ—ગુરુજી આવ્યા૦
ધન્ય મસ્તક લઈ ચરણે ધરૂં (૨)
લગ્ન કરી ચરણામૃત લઇશ—ગુરુજી આવ્યા૦

મને પ્રેમે કરીને ગુરુએ પૂછીયું (૨)
તારા અંતરનો કેવો છે ઠાઠ—ગુરુજી આવ્યા૦
દુઃખ સુખ કેવું છે તારી દેહને (૨)
પૂરૂં કહેજે ભણી મુખે પાઠ—ગુરુજી આવ્યા૦
હું તો મગ્ન થઈ મારા મનમાં (૨)
મને હરખ ઘણેરો થાય—ગુરુજી આવ્યા૦
કહેણી રહેણી વિના રે સાધન શું કરૂ ? (૨)
જેથી પ્રસન્ન થાય ભગવાન—ગુરુજી આવ્યા૦
કેવળદાસ ઉપર કિરપા કરી (૨)
પામ્યા ભવ રે સાગર કેરો પાર—ગુરુજી આવ્યા૦

૧૪

મારા મારા મારા ગુરુજી, મોયે જ્ઞાનકે ધા સે મારા—ટેક
કચ્ચા કોટ પક્કે દરવાજા, વહાં ધાયલ કરત પોકારા—ગુરુ૦
તીર ન મારા કટારી ન મારા, બચનકા માર હે ન્યારા—ગુરુ૦
આંખે અંધા કાને બહેરા, પાંઉ પાંગળ કરી ડારા—ગુરુ૦
ઓખદ ગોલી કછુએ ન લાગે, ક્યા કરે બૈદ બિચારા—ગુરુ૦
કહત કબીરા સુનો ભાઈ સાધુ, હો ગએ ભવસે પારા—ગુરુ૦

૧૫

સદ્ગુરુ સંગે રહીએ રંગે, આનંદ વાધે અંગે;
પૂરણ પ્રેમ તરંગે, પ્રભુને નિહાળીએ રે—સદ્ગુરુ૦
નયણું નિરખું, હઇડે હરખું, નહિ કોઇ શામળીઆ સરખું;
અલબેલા વહાલાશું અંતર વાળીએ રે—સદ્ગુરુ૦
આનંદકારી અખંડવિહારી, ગોપીવર ગિરધારી;
હું બલિહારી વારી તારા નામને રે—સદ્ગુરુ૦

જ્યાં જેવા ત્યાં તેવા તે તો, અકળ સ્વરૂપી એવા;
સ્નેહ ધરીને સેવો સુંદર શ્યામને રે—સદ્‌ગુરુ૦
રમતા રામ નિરંતર ન્યાળો, હું મારાને નિશ્ચે ટાળો;
પ્રીતમ પ્રેમે પાળો નાતો નેહનો રે—સદ્‌ગુરુ૦

૧૬

સદ્‌ગુરુ-સરજનહાર રે, હો શામળીઆજી;
પ્રભુજી ઉતારો ભવપાર રે, હો શામળીઆજી.
જનમો જનમની હું દાસી તમારી રે (૨)
નથી બીજાનો આધાર રે—હો શામળીઆજી.
અવગુણ ના જોશો મારા, અંતરજામી રે (૨)
બિરદ સંભારી કરજો વહાર રે—હો શામળીઆજી.
સતસંગ સીડીએ, ચડાવ્યા છે અમને રે (૨)
ભુલીશ નહિ ઉપકાર રે—ઓ શામળીઆજી.
બોધને બદલે તે, ભેટ શું કરીએ રે (૨)
એવું બીજું નથી કાંઈ રે—હો શામળીઆજી.
કથા કીરતનને, માળા મોહનની રે (૨)
પહેરાવી કંઠે કર સાહી રે—હો શામળીઆજી.
જનમ મરણ કેરો, ભવભય ભાંગીઓ રે (૨)
દયા કરીને ઝાલી બાંહ રે—હો શામળીઆજી.
હરિચરણે ગુરુ, હેત અમારા રે (૨)
શરણું સેવ્યાથી સુખ થાય રે—હો શામળીઆજી.

૧૭

તમે ખુબ ખબર કરી ખોજો રે, કાયા તનસે,
કાયા તનસે, ગુરુ ગમસે—તમે ખુબ૦

ઓઘટ ઘાટ ફેર ફેર આયો,
સોહંગ નગીના નાદ બજાયો (૨)
ત્રિવેણીકિ તીરે ધ્યાન લગાયો (૨)
જદ ચઢીયા અગમસે (૨)–તમે૦
અગોચરી અનહુદ ધુન ગાજે,
અનહદ મુનિજન પુરુષ બિરાજે (૨)
અનેક કોટ કાયામેં બાજે (૨)
કોઇ ગુરુકે સંગમસે (૨)–તમે૦
ચાચરી ભૂચરી ખેચરી માયા,
વાસના પુત્રી રહી છુપાયા (૨)
જારીતીઆં કને જોત જમાયા (૨)
કોઈ ગુરુકે ઇલમસે (૨)–તમે૦

૧૮

જિને કિયા બ્રહ્મસે નેડા, સોઇ સદ્ગુરુ મેરા (૨)
મૂળ કમળ તો બોત દબાયા, ઉલટા કમળ લઇ સુલટાયા; (૨)
ધીરે ધીરે પવન ચલાયા, (૨) હરદમ હેરા ભાઇ–જિને૦
મૂળ કમળ તો ખટદળ જેસા, વામેં લેકે કિયા પરવેશા;(૨)
આગે હૈ અજરાયલ દેશા (૨) નાભીકમળ નિવેડા–જિને૦
નાભી પછમસે લે પરવરીયા, ધરકુ લેકે અધર પર ધરીયા,(૨)
ઉગા અર્કસે અમૃત ઝરીઆ, (૨) જદ ચઢીઆ સુમેરા–જિને૦
સુન સિખરગઢ કિયા અસ્થાના, વાજે અનાહુત તબલ નિશાના;(૨)
જોઇ ગગન મંડળ ઠેરાના (૨) તો ડગે ન ડેરા –જિને૦
જાહેર જોગી સોઇ ન પાવે, સુન ચઢે તો અસમાન બતા

રવિદાસ વાકું શીશ નમાવે (૨) ભાણકા ચેરા—જિને૦

૧૯

અબ મોયે ઘટમેં પ્રગટી ગંગા,જબ મોયે સદ્‌ગુરુ મળીયા ચંગા;(૨)
ભૂતળ ભેદ ભભક ભક નિકશી, તાપ પાપ નહિ તંગા રે; (૨)
લહેર મહેર સતસંગત દૃઢમેં, ઘેરી જ્ઞાન સુરંગા—અબ૦
તાબિચ કમળ અમલ મુખવાણી, શીતળ બાસ સુગંધા રે;(૨)
ભ્રમર અમર મન કરત કીલોલા(૨) સરસ્વતીપ્રેમઉમંગા—અબ૦
નવદળ ઝળકલ સકળ અકળ કળ, પાવત કોઇ ઉતંગા રે; (૨)
બાહેર મત દેખો હે દિલ ભીતર,(૨) જો હોવે ચિત ચંગા—અબ૦
પાવન પિંડ કરે એક પલમેં, રોમ રોમ હરિ રંગા રે; (૨)
હર હર કર હરિદાસ ઝીલીએ,(૨)મિલકર સંત પ્રસંગા—અબ૦

૨૦

સદ્‌ગુરુ નિરવાણી, નિરવાણી,અરે જેનાં મુક્તિ ભરે છે પાણી-ટેક
અષ્ટ સિદ્ધિ નવ નિધિ કરે મજુરી, ઓર વિધાતા રાણી રે; (૨)
ચંદા સુરજ દોનુ ભગે સંગાથી (૨) સુરતી સેજે સમાણી—સદ્‌૦
ચાર વેદને વ્યાકરણ વાણી, અષ્ટાદશ પુરાણી રે; (૨)
તે પણ ઇચ્છે અગમઅગોચર, (૨) નિગમ તેવી વખાણી રે—સદ્‌૦
ધર્મ અર્થને મોક્ષ મુક્તિ પદ, બેલ ફરે જેમ ઘાણી રે; (૨)
શુદ્ધ ભક્તિ બિના ચાર પદારથ (૨)કાગ વિષ્ઠા કમાણી રે—સદ્‌૦
વર્ણાશ્રમ ને ભેદ અભેદા, ગગને લહેર સમાણી રે; (૨)
કહુત કબીરા સુનો ભાઈ સાધુ(૨)અગમઅગોચર એ ધાણી-સદ્‌૦

૨૧

ગુરુગમ વિના રે, આતમ ચીન્યા વિના રે;
ભ્રમના ભાંગ્યા વિના રે, લખ ચોરાસી નહિ મટે હોજી—ટેક

કાગડો ને કોયલ રે, રૂપે રંગે એક છે હોજી, (૨)
એ તો એના બોલ થકી ઓળખાય,
એ તો એના હાં, બોલ થકી ઓળખાય—ગુરુગમ વિના રે૦
હંસલો ને બગલો રે, રૂપે રંગે એક છે હોજી, (૨)
એ તો એના, ચારા થકી ઓળખાય,
એ તો એના હાં, ચારા થકી ઓળખાય—ગુરુગમ વિના રે૦
નુગરા ને સુગરા રે, રૂપે રંગે એક છે હોજી, (૨)
એ તો એની, ક્રિયા થકી ઓળખાય,
એ તો એની હાં, ક્રિયા થકી ઓળખાય—ગુરુગમ વિના રે૦
પતિવ્રતા ને વેશ્યા રે, રૂપે રંગે એક છે હોજી (૨)
એ તો એનાં નેણ થકી ઓળખાય,
એ તો એનાં હાં, નેણ થકી ઓળખાય—ગુરુગમ વિના રે૦
મછંદરનો ચેલો રે, અબધુત ગોરખ બોલીયા હોજી, (૨)
અમને દેજો સંતોના ચરણોમાં વાસ,
અમને દેજો હાં, સંતોના ચરણોમાં વાસ—ગુરુગમ વિના રે૦

## ઇશ્વરસ્વરૂપવિષે

### ૨૨–ઇશ્વર સૌથી મોટો છે.

તું અગાધ પરબ્રહ્મ નિરંજન, કો અબ તોહીં લહે રે;
અજર અમર અવિગત અવિનાશી, કૌન રહનિ રહે રે–તું૦
બ્રહ્માદિક સનકાદિક નારદ, શેષહુ અગમ કહે રે;
સુંદરદાસ બુદ્ધિ અતિ થોરિ, કૈસે તોહી ગ્રહે રે–તું૦

### ૨૩

તું અગાધ તું અગાધ, તું અગાધ દેવા, (૨)

નિગમ નેતિ નેતિ કહે, જાને નહિ ભેવા—તું અગાધ૦
બ્રહ્માદિક વિષ્ણુ શંકર, શેષહુ બખાને, (૨)
આદિ અંત મધ્ય તું મહિં, (૨) કોઉ નહિ જાને—તું૦
સનકાદિક નારદાદિક, શારદાદિક ગાવે; (૨)
સુરનર મુનિજન ગંધર્વ, (૨) કોઉ નહિ પાવે—તું૦
સાધ સિદ્ધ થકિત ભયે, ચતુર બહુ શ્યાને; (૨)
સુંદરદાસ કહા કહે, (૨) અતિ હો હૈરાને—તું૦

### ૨૪-ઇશ્વર નિરાકાર છે.

ઐસા દેશ હમારા સાધો, ઐસા દેશ હમારા હૈ (ટેક)
અલખ અચિંત્ય અરૂપ અનામી,
ગુણ અવગુણતેં ન્યારા હૈ (૨)—ઐસા૦
અગમ અગાધ અનંત અનાદિ,
અચલ અખંડ અપારા હૈ (૨)—ઐસા૦
સત્ ચિત્ આનંદ પરમ મનોહર,
સબ જીવનકા પ્યારા હૈ (૨)—ઐસા૦
મનસેં પરે બુદ્ધિસેં બાહેર,
નિર્ભય રામ વિચારા હૈ (૨)—ઐસા૦
કહત કબીરા સુનો ભાઇ સાધો,
એ પ્રભુ હમ નિરધારા હૈ (૨)—ઐસા૦

### ૨૫—ઇશ્વર સાકાર છે.

હમ સાકાર ઉપાસીવે, સબ ગોકુલકે બાસીવે (૨)
ઉદ્ધવ તુમ અદ્વૈત બ્રહ્મ કહો, નિરાકાર ગુનહીને (૨)
પ્રેમી જનકા પંથ નહિ હમ, શુષ્ક જ્ઞાની તુમ ચિન્હે—હમ૦
લલિત ત્રિભંગી છેલ ફાંકડે, નટવર નાથ હમારે (૨)

નિર્ગુણ બ્રહ્મસો ધામ હે ઉનકા, સમઝત સમઝનહારે—હમ૦
જગકર્તાકું રૂપ નહિ તો, જગકું કહાંસે આયા? (૨)
કારન જેસા કારજ હોવે, ન્યાયશાસ્ત્રમેં ગાયા—હમ૦
ઐશ્વર્યાદિ ષડ્ગુન સંયુક્ત, નિર્ગુન કૈસે કહીએ (૨)
અજા ત્રિગુનપર શુદ્ધ સત્ય હરિ, નિરખત સબ સુખ લૈયે—હમ૦
ભક્ત નેત્ર ભૂષણ મહા રાધા, શ્રીવર કુંજબિહારી (૨)
દાસ દયાકે પ્રાણજીવન ધન, શ્રીગોવર્ધનધારી—હમ૦

૨૬—ઈશ્વર સગુણ છે.

હમ તો કૃષ્ણ છબીલો ગાવે (૨) (ટેક)
તેરો નિર્ગુન બ્રહ્મ હમે નહિ ભાવે (૨)—હમ તો૦
ગિરધર ગુન રૂપકે રાશી (૨)
બ્રહ્મ ભજે જે કોઈ હોય ઉદાસી—હમ તો૦
જલકું કયા સુખ હોય જલપાના (૨)
લવણકું કયા સુખ સિંધુ સમાના?—હમ તો૦
જયામેં દાસ ભાવ ઉઠ જાવે (૨)
જુગલ નહિ વહાં કયા સુખ પાવે?—હમ તો૦
દાસ સદા હમ શ્રીજી સ્વામી (૨)
માગે દયો ગુરુ પદ શીશ નામી—હમ તો૦

૨૭—ઈશ્વર આ જગતથી નિરાળો છે.

તું તો ન્યારો રહીને ખેલે રે નારાયણા રે (૨) (ટેક)
તારી ઈચ્છા તે સૌ માયા, તેમાં સઘળા ભેદ સમાયા (૨)
તું નિર્ગુણ પણ ગુણ તુજમાં દીસે ઘણા રે (૨)—તું તો૦
પવન પાવકનો પિંડ બનાવે, તેમાં ચૈતન્ય તારૂં આવે (૨)

તુજ ડહાપણ જોતામાં કાંઈ નહિ મણા રે (૨)—તું તો૦
નટ જેમ પટને ઓથે રહે છે, સકળ પુતળાં નાચ કરે છે (૨)
તેમ તારા કરમાં સર્વેના તાંતણા રે (૨)—તું તો૦
એક કળે સૌ જગત હલાવે, ચમકદૃષ્ટિ જેમ લોહ ચલાવે (૨)
ઈચ્છા, જ્ઞાન, ક્રિયા, ગુણ, તારા સોહામણા રે (૨)—તું તો૦
તું ખેલે છે બાજી તારી, એમાં ન પહોંચે બુદ્ધિ અમારી (૨)
છોટમ તુજને ભજતાં ભાંગે ભ્રમણા રે (૨)—તું તો૦

## ૨૮—સૌનો ઇશ્વર એક છે.

એહી હમારે શ્રીનાથજી ( ટેક )
વહાલો ભવતારણહાર—જુગ તારણહાર—એહી૦
દેવ ન જાચું દુસરો, મન કિયો રે બિચાર—એહી૦(૨)
જપતપ તીરથ કૌન કરે રે, જપતપ તીરથ અપાર; (૨) એહી૦
શોચ સમય શાંતિભર્યો રે, મન માન્યો રે મુરાર; (૨) એહી૦
દોઉ અક્ષર સુરદાસ કહે, યેહી સબ સારમેં સાર. (૨) એહી૦

## ૨૯—લાવણી

એ છે નિરાકાર સાકાર, એનો કોઇ નથી પામ્યા પાર (ટેક)
ઋષિઓ હાર્યા મુનિઓ હાર્યા, હાર્યા સંત મહંત (૨)
વેદ પુરાણો પાર ન પામ્યાં, એવો ઈશ અનંત—એ છે૦
સહસ્ર અઠયાશી સિદ્ધ ચોરાશી, સનકાદિક શુકદેવ (૨)
ભાવ ધરીને ભજન કર્યાની, સૌને જૂદી ટેવ—એ છે૦
રામ કહે કોઇ કૃષ્ણ કહે, કોઇ દેવી કહે કોઈ શીવ (૨)
જેવું જેના ગુરુએ ગાયું, તે માને તે જીવ—એ છે૦
મંત્ર તમારા ગુરુ તમારા, શાસ્ત્ર અને વળી સેવ (૨)
જ્યાં ફાવે ત્યાં પાપ તજીને, ભજજો જગનો દેવ—એ છે૦

૩૦

કયાં જીવ કયાં જગદીશ, જાણો જુજવી એ જાત છે રે;
મર આપીએ સો સો શીશ, તોય અણમળ્યાની વાત છે રે.
કયાં કીડી કરી મેળાપ, ભેળો થાવા ભારે ભેદ છે રે;
કયાં પુરણ પુરુષોત્તમ આપ, કયાં જીવ જેને બહુ કેદ છે રે.
અતિ અણમળ્યાનું એહ, મળવું માયિક અમાયિકને રે;
તે તો દયા ધરી દેહ, આવે ઓધારવા એ અનેકને રે.
તિયાં થાય તેનો મેળાપ, જ્યારે નરતનુ ધરે નાથજી રે;
એમ કહે નિષ્કુલાનંદ, ત્યારે મળાય તેને સાથજી રે.

## સંતવિષે

૩૧

સંતન કે સંગ લાગ રે, તેરી આછી બનેગી (ટેક)
હંસનકી ગતિ હંસહી જાને (૨) કોઈ ન જાને કાગ રે-તેરી-સંત૦
સંતનકો સંગ પૂર્ણ કમાઈ(૨)હોઈ બડો તેરો ભાગ રે-તેરી-સંત૦
ધ્રુવકી બની પ્રલ્હાદકી બન ગઇ(૨)હરિસ્મરણ વૈરાગ રે-તેરી-સંત૦
કહત કબીરા સુનો ભાઇ સાધુ(૨)રામભજનકો લાગ રે-તેરી-સંત૦

૩૨

મળે જીવનમુક્ત હરિતણા, ટળે અંતર તનમન તાપ
એવો સગ સંતનો.
ફરે અવયવ આ રે શરીરનાં, પરાં પલાયે પંડનાં પાપ—એ૦
જેમ કીટ મટી થાય ભ્રમરી, તેને કીટ કહે નહિ કોય—એ૦
જેમ પારસ પરશે લોહને, તે તો હેમ હેલામાં હોય—એ૦
જેમ ચદનવાસથી વૃક્ષને, કરે ચંદન સમાન સોય--એ૦

જેમ મલિન જળ મળે જાહ્નવી, તેને તરત કરે ગંગ તોય—એ૦
તાંબામોર પલટે છે પાણીએ, કરે કંચનમય રસરૂપ—એ૦
તેમ સદ્ગુરુ મુખીઆ સંતથી, થાય જન તે સંતસ્વરૂપ—એ૦
શુક, નારદ, વ્યાસ ને વાલ્મીકિ, તે તો ઈશ્વર કહાવીઆ આપ-એ૦
ધ્રુવ અમરીષ પ્રહ્લાદ વિભીષણ, થયા સુખીઆ સંતપ્રતાપ-એ૦
સંત સર્વે સુખી થવા ઠામ છે, તે તો પ્રસિદ્ધ કહે છે પુરાણ-એ૦
મન કર્મ વચને માનજો, કહે નિષ્કુલાનંદ નિર્વાણ—એ૦

૩૩

ઓ ભાઈ રે, શાંતિ પમાડે તેને તે સંત કહીએ;
એના દાસના દાસ થઇને રહીએ—ઓ૦
વિદ્યાનું મૂળ મારા ગુરુએ બતાવ્યું
ત્યારે મેતાનો માર શીદ ખાઈએ (૨)
કીધા ગુરુજી ને બોધ નવ આપે
ત્યારે તેના ચેલા તે શીદ થઇએ—ઓ૦
વૈદ્યની ગોળી ખાતાં દુઃખ નવ જાયે
ત્યારે તેની ગોળી તે શીદ ખાઇએ (૨)
લીધા વળાવા ને ચોર જ્યારે લુંટે
ત્યારે તેની સોબતે શીદ જઈએ—ઓ૦
કલ્પવૃક્ષ સેવીએ ને દારિદ્ર ઉગે
ત્યારે તેની છાયામાં શીદ રહીએ (૨)
રાજાની નોકરીમાં ભૂખ નવ ભાગે
ત્યારે તેની વેઠે તે શીદ જઇએ—ઓ૦
નામ અમૂલ્ય મારા ગુરુએ બતાવ્યું

તે તો ચોટયુ છે મારે હૈયે (૨)
મહેતા નરસૈયાની વાણી છે સારી
શામળાને શરણે જઇએ—ઓ૦

૩૪

સાધુ તે જનનો સંગ, બાઇ મારે ભાગ્યે મળ્યો છે,
મોટા પુરુષનો સંગ, બાઈ મારે ભાગ્યે મળ્યો છે. (ટેક)
મોટા પુરુષનાં દર્શન કરતાં (૨) ચડે છે ચોગણો રંગ—બાઇ૦
અડસઠ તીરથ સંતને ચરણે(૨)કોટિ કાશી ને કોટિ ગંગ-બાઇ૦
દુરિજન લોકનો સંગ ન કરીએ(૨) પાડે ભજનમાં ભંગ--બાઈ૦
નિંદાના કરનાર નરકે રે જાશે(૨) ભોગવશે થઇ ભોરિંગ—બાઇ૦
મીરાં કહે બાઇ સંત ચરણરજ(૨)ઉડીને લાગ્યો મારે અંગ-બાઇ૦

૩૫

નંદ નંદનકે પ્યારે, આયે મેરે નંદ નંદનકે પ્યારે (ટેક)
માલા તિલક મનોહર બાના (૨)
ત્રિભુવનકે ઉજીઆરે—એ હાં ત્રિભુવનકે૦—આયે૦
પ્રેમસહિત બસત મેરે ઉરમે (૨)
નેક ન જાત હુ ટારે—એ હાં નેક ન જાત૦—આયે૦
હૃદય કમલકે મધ્ય બિરાજત (૨)
શ્રીનંદરાય દુલારે—એ હાં શ્રીનંદરાય૦—આયે૦
ક્યા જાનું કછુ પુણ્ય પ્રકટ ભયો (૨)
મેરે ઘરજુ પધારે—એ હાં મેરે ઘરજુ૦—આયે૦
પરમાનંદ કરી ન્યોછાવર (૨)
તનમનધન સબ વારે—એ હાં તનમનધન૦—આયે૦

૩૬

ધન્ય આજ ઘડી, સંત પધારી પ્રેમે પાવન કીધાં;
અતિ આનંદ અપાર, દયા કરીને અમને દરશન દીધાં.
હરિજન છે હરિસરખા હેલી રે,એને મળીએ મરજાદા મેલી રે;
થાય અરસપરસ આનંદ હેલી રે—ધન્ય૦
સંત શરણે જઈએ તો સુખ ઘણું રે,ડગલે ડગલે ફળ યજ્ઞતણું રે;
એની સેવાનાં રે ફળ શાં રે ભણું રે—ધન્ય૦
સંત વૈકુંઠપતિને અતિ પ્યારા રે,સંત બ્રહ્માનંદ રસ પીનારા રે;
એવા સંત નથી હરિથી ન્યારા રે—ધન્ય૦
સંત ભેટે રે ભવદુઃખ દૂર પળે રે, પરમાર્થપણે પરિબ્રહ્મ મળે રે;
એનું લક્ષ ચોરાશીનું ગમન ટળે રે—ધન્ય૦

કહે પ્રીતમ પૂરવનાં પુણ્ય ફળ્યાં રે,
જેને આંગણે હરિજન આવી મળ્યાં રે;
તેને ઉર આનંદના ઓઘ વળ્યા રે—ધન્ય૦

૩૭

હાંરે હરિ વસે હરિના જનમાં
હાંરે તમે શું કરશો જઇ વનમાં રે—હરિ૦
ભેખ ધરીને તમે શીદ ભટકો છો
પ્રભુ નથી કોઈ અરણ્યમાં રે—હરિ૦
કાશી જાવો ને તમે ગંગાજી નાવો
પ્રભુ નથી પાણી પવનમાં રે—હરિ૦
જોગ કરો ને તમે જગન કરાવો
પ્રભુ નથી હોમહવનમાં રે—હરિ૦
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ

હરિ વસે છે હરિના જનમાં રે—હરિ૦

૩૮

વહાલા રે સંતને જય જય સીતારામ,
હાંરે મારી હાલતી વેળાના રામો રામ;
હાં હાં રે મારા ગુરુને કહેજો પ્રણામ—વહાલા રે૦
કયાં થકી આવ્યા ને કયાં તમે જાશો,
હાં રે તમે કયાં રે કરશો વિશ્રામ—વહાલા રે૦
સત્સંગ કરવો ભવસાગર તરવો,
હાં રે કાયા પડીએલ પીપળ પાન—વહાલા રે૦
રુદીઆમાં રાખુ ને ઘડી ના વિસારૂં,
હાં રે મારે જુગના જીવન સાથે કામ—વહાલા રે૦
સત્સંગમાં એક હંસ બિરાજે,
હાં રે જીવને હોય રે આગળની ઓળખાણ—વહાલા રે૦
દાસ જીવણ સંતો ભીમકેરે ચરણે,
હાં રે આપણે જાવું છે વૈકુંઠધામ—વહાલા રે૦

૩૯

મળે તો મને હરિજન મળજો રે (૨) દુરિજન દૂર પળજો રે
હરિજન મારા આવીયા, હસી અસારી દેહ (૨)
રોમ રોમ રંગ લાગી રહ્યો ભાઇ (૨)
જેમ વાદળ વરસે મેહ—મળે તો મને૦
હરિજન મારા આત્મા, મેં હરિજનની દેહ (૨)
રોમ રોમ રંગ લાગી રહ્યો ભાઇ (૨)
જેમ નેનાંમાં અટકે સ્નેહ—મળે તો મને૦
હરિજન હીરાની ગાંઠડી, ગરજવિના સત બોલ (૨)

કોઇ મળશે હીરાનો પારખુ (૨)
તો લેશે મોંઘે મોલ—મળે તો મને૦
હરિજન મારા સુઇ રહ્યા, એની ચોકી કરે ભગવાન (૨)
દાસ કબીરજીની વિનતિ ભાઇ (૨)
એનાં ચરણકમળ વિશ્રામ—મળે તો મને૦

## ભક્તલક્ષણવિષે

### ૪૦

તાદૃશી જન તેને જાણીએ, જેમાં એવા ગુણ હોય,
નિંદાસ્તુતિ કોઇની નવ કરે, સઘળું સમદૃષ્ટિ જોય–તાદૃશી૦
જેના તે દર્શનમાત્રથી, ટળે પ્રપંચનું ધ્યાન;
સ્મરણ કરાવે શ્રીકૃષ્ણનું, નસાડે અજ્ઞાન—તાદૃશી૦
ગુણ ગાયે ગોવિંદના, પ્રફુલ્લિત તન થાય,
નેત્રપ્રવાહ વહે પ્રેમનો, હરખે હૃદય રૂંધાય—તાદૃશી૦
પરદુઃખ દેખી દાઝે ઘણું, નવ કરે કોઇનો દ્રોહ;
ઇંદ્રિયજિત સાચા સદા, ન પામે મન મોહ—તાદૃશી૦
સકળ ચરાચરને વિષે, વસ્યા દેખે ભગવાન,
શુભ ઇચ્છે સર્વ જગતનું, લેશ નહિ અભિમાન–તાદૃશી૦
સઘળી લીલા તે અવિનાશીની, જેમાં લુબ્ધ જેનું મન;
પ્રીતિ બહુ પરઉપકારમાં, સદા પ્રસન્ન વદન—તાદૃશી૦
નટવર ઝળકે નેણમાં, કાંતિ કરુણામય હોય;
શાંત સ્વભાવ સંતોષ બહુ, દોષ કોઇનો નહિ જોય–તાદૃશી૦
હરિજન વૈષ્ણવને વિષે, જેને અતિ ઘણું વહાલ;
દૃઢ આશરો દીનતા ઘણી, બોલે વચન રસાલ—તાદૃશી૦

વિઠ્ઠલસુત વિઠલેશસું, મુખે કૃષ્ણનું નામ;
આવા ભગવદી દાસના, હરિદાસ ગુણ ગાય—તાદૃશી૦

૪૧

ધન્ય ધન્ય એ સંત સુજાણને, જેનું ઉલટી પલટયું આપ;
એવા જન હરિતણા.
આપું ટાળી મળ્યા ભગવાનમાં, જેના આપમાં હરિનો વ્યાપ—એ૦
જેના શીશમાં શીશ છે શામનું, જેના નેણમાં નાથનાં નેણ—એ૦
જેના મુખમાં મુખ મહારાજનું, જેના વેણમાં વહાલાનાં વેણ—એ૦
જેના કાનમાં કાન શ્રીકૃષ્ણના, જેના નાકમાં નાસિકા નાથ—એ૦
જેની જીભ્યામાં જીભ્યા જીવનતણી, જેના હાથમાં હરિનો હાથ—એ૦
જેના હૃદયમાં હૃદય હરિતણું, જેના પાવમાં હરિનો પાવ—એ૦
જેમ હીરો હીરાવડે વેધીયો, તેમ થયો તે સહજ સમાવ—એ૦
એમ સંતમાં રહ્યા શ્રીહરિ, માટે સંત તે સુખનું ધામ—એ૦
ધર્મ, ભક્તિ, વૈરાગ્ય ને જ્ઞાન જો, તેને રહેવાનું સંત છે ઠામ—એ૦
એવા સંતશિરોમણી ક્યાં મળે, જેણે દેહબુદ્ધિ કીધી દૂર—એ૦
કહે નિષ્કુલાનંદ એને સંગે, ઉગે અંતરે આનંદ સૂર—એવા૦

૪૨

સાચા સંત તે દુઃખ દે તેને, પણ સુખ દે મન સાચે રે;
દોષ ન રાખે કલ્યાણ તેનુ, પ્રભુ પાસે જાચે રે—સાચા૦
વણ અપરાધે પ્રલ્હાદ પીડયો, હિરણ્યકશ્યપુ અભાગી રે;
શ્રીનરહરિ પાસે પ્રલ્હાદે, તેની પણ ગતિ માગી રે—સાચા૦
પાંચ પુત્ર પાંચાળી કેરા, અશ્વત્થામાએ માર્યા રે;
ભીમસેન હણતા હુતા ધરી, દયા દ્રૌપદી વાર્યા રે—સાચા૦
સાધુપણું તું શીખ વૃક્ષથી, પીડા સહી પર પોષે રે;

દયા પ્રીતમને તે જન વહાલો, રિપુ રંજે ચિત્ત તોષે રે—સાચા૦

## ભક્તિવિષે

૪૩

સંતો ભક્તિરૂપી એક સાચી કમાઇ,
સાચી કમાઇ તેમાં બેસે ન પાઇ—સંતો૦
કોટી જનમના ક્લેશ રે જાયે (૨)
ટાળી દે પલમાં આ ભવની ભવાઈ—સંતો૦
નરતન દેહ પછી દુર્લભ મળવો (૨)
જીતેલી બાજી તે હારવી ન ભાઇ—સંતો૦
નરહરિ એક પ્રભુને ભજી લે (૨)
નાખીને સો મણ રૂની તળાઇ—સંતો૦

૪૪

ભક્તિ મહાબળવંતી રે, વહાલો વશ થઇ આવે ઘેર (ટેક)
ભક્તિને વશ થઇને વહાલો, વસીયા ગોકુળ ગામ;
આહીરડાને લાડ લડાવ્યાં, એવા સુંદર શ્યામ—ભક્તિ૦
વેદ પુરાણ પોકારે હરિનું, પતીત પાવન નામ,
એ પાંડવની સાથે રહીને, સઘળાં કીધાં કામ—ભક્તિ૦
અંબરીખને હેતે અવતરીઆ, ભક્તન કેરે ઘેર,
રઘુનાથ કહે પાસ્યા કેરી, એ પૂરવની પેર—ભક્તિ૦

૪૫

ભૂતળ ભક્તિ પદારથ મોટું, બ્રહ્મલોકમાં નાંહિ રે (૨)
પુણ્ય કરી અમરાપુરી પાસ્યા, અંતે ચોરાશી માંહી રે—(ટેક)
હરિના જન તો મુક્તિ ન માગે, જનમો જનમ અવતારા રે,

નિત્યસેવા નિત્ય કીર્તન ઓછવ, નિરખવા નંદકુમારા રે—ભૂ૦
ભરતખંડ ભૂતળમાં જનમી, જેણે ગોવિંદના ગુણ ગાયા રે;
ધન્ય ધન્ય રે એનાં માતપિતાને, સફળ કરી એની કાયા રે—ભૂ૦
ધન્ય વૃંદાવન ધન્ય એ લીલા, ધન્ય એ વ્રજનાં વાસી રે;
અષ્ટમા સિદ્ધિ આંગણીએ ઉભી, મુક્તિ છે એની દાસી રે—ભૂ૦
એ રસનો સ્વાદ શંકર જાણે, જાણે શુકદેવ જોગી રે;
કંઇ એક જાણે વ્રજની ગોપી, ભણે નરસૈયો ભોગી રે—ભૂ૦

૪૬

ભજનકો પરિમાન, એસો હરિભજનકો પરિમાન;
નીચ પાવે ઉંચ પદવી, જલ તરે પાષાણ—એસો૦
અધમ ભીલડી અજાત ગુનકા, ચઢી જાત વિમાન;
નામ લઇ વૈકુંઠ પામી, બાજતે નિશાન—એસો૦
ચલત તારા ને ચલત મંડલ, ચલત શશી ઓર ભાન;
દાસ ધ્રુવકું અવિચલ પદવી, રામકે દીવાન—એસો૦
રાવણકે દશ શીશ છેદે, કર ગ્રહે સારંગપાણ;
બિભીષણકું લંકા દીની, ભક્ત અપનો જાન—એસો૦
નિગમ જાકી સાખ પૂરે, સુનો સંત સુજાન;
દાસ તુલસી શરણ આયો, રાખીએ ભગવાન—એસો૦

૪૭

કાળ વ્યાલનો ડંખ ન લાગે, અમૃત નામ ઉચ્ચારે જોને;
પ્રેમ પ્રકાશ કરે ઘટ ભીતર, દુર્મતિ દૂર નિવારે જોને.
ચિંતામણિ ચિંતાને ટાળે, વાત લેજે માની જોને;
જે પંખી સુરતરુને સેવે, તેને ચિંતા શાની જોને.
હરિનું સ્મરણ કરે નિરંતર, તેને સંકટ શાનું જોને,

નૌકા સૌને પાર ઉતારે, કોણ મોટું કોણ નાનું જોને.
ઉંચ નીચનું અંતર નમળે, હરિને ભજે તે હરિનો જોને;
તે પ્રાણી ન પડે માયામાં, વાસી વૈકુંઠપુરીનો જોને.
જેને માથે ગીરધર ગાજે, તેને શાનો ટોટો જોને;
પ્રીતમ પ્રભુનું ભજન કરશે, તે સરખો-નહિ મોટો જોને.

૪૮

રામરતન ધન પાયો, મૈયા મેં તો રામરતન ધન પાયો (ટેક)
સત્ સગત સદ્ગુરુકી કૃપાસેં (૨)
તો ભાગ્ય બડા બની આયો—મૈયા મેં તો રામ૦
ખરચ્યો ન ખૂટે વાકું ચોર ન લૂંટે (૨)
તો દિન દિન હોત સવાયો—મૈયા મેં તો રામ૦
નીર ન ડૂબે વાકું અગ્નિ ન જાલે (૨)
તો ધરણી ધર્યો ન સમાયો—મૈયા મેં તો રામ૦
નામકો નાવ ભજનકી બનાઇયાં (૨)
તો ભવસાગરસે તાર્યો—મૈયા મેં તો રામ૦
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધર નાગર (૨)
તો ચરન કમલ ચિત્ત લાયો—મૈયા,. મેં તો રામ૦

૪૯

ધન્ય જેણે હરિગુણ ગાયા--સંસારીઆમાં ધન્ય૦
બીજા સૌ જાણજો ભવાયા--સંસારીઆમાં ધન્ય૦
હાથી ઘોડા ને સુખપાલ બેઠે શું થયું (૨)
શું થયું મેળવી માયા—સંસારીઆમાં ધન્ય૦
કંઠ સાહીને જમ કાઢશે પલકમાં (૨)
દૂર રહેશે સુત વિત્ત દારા—સંસારીઆમાં ધન્ય૦

દયા પ્રીતમ ભજ નંદના કુંવરને (૨)
સફળ થાશે તારી કાયા—સંસારીઆમાં ધન્ય૦

૫૦

નિર્મળ ભક્તિ પદારથ સાચું રે (૨)
માયાનું લારૂં સર્વે કાચું રે (ટેક)
અતિ ઉદાર સમાગમ સંતનો (૨)
પ્યારા અધ્યાત્મમેં મન રાચું રે (૨)—માયાનું૦
સંસાર સાર સ્વપ્નવત જાણો (૨)
પ્યારા કરો કલ્પના કાચું રે (૨)—માયાનું૦
તનમનધન પ્યારા શ્યામને સમર્પો (૨)
પ્યારા નિજ મંદિરમેં નાચું રે (૨)—માયાનું૦
જા મુખસેં પ્રભુનામ નહિ નિકસો (૨)
પ્યારા જાનો દાદુર કેરો દાચો રે (૨)—માયાનું૦
દાસ દુવારકા ભક્તિ ભૂધરકી (૨)
પ્યારા જનમો જનમ ભક્તિ જાચું રે (૨)—માયાનું૦

૫૧

ગોવિંદ લીયો મોલ,
બાઇ મૈંને, ગોવિંદ લીયો મોલ—ગોવિંદ લીયો૦
કોઇ કહે હલકા ને, કોઇ કહે ભારી (૨)
લીયો હે તરાજુમે તોલ, બાઇ મૈંને ગોવિંદ લીયો૦
કોઈ કહે સસ્તા ને, કોઇ કહે મોંઘા (૨)
કોઇ કહે અનમોલ, બાઇ મૈંને ગોવિંદ લીયો૦
બન્દ્રાબનકી કુંજ ગલનમે (૨)
લીયો હે બજાકે ઢોલ, બાઇ મૈંને ગોવિંદ લીયો૦

બાઇ મીરાં કહે પ્રભુ ગિરધર નાગર (૨)
પૂરવ જનમકો બોલ, બાઇ મૈંને ગોવિંદ લીયો૦

૫૨

રામ રમકડું જડીયું,રાણાજી મુને રામ રમકડું જડીયું(૨)
રૂમઝુમ કરતું મારે મંદિરે પધાર્યું (૨)
કોઇના હાથેથી નથી ઘડીયું—રાણાજી મુને૦
મોટા મોટા મુનિજન મથી મથી થાક્યા (૨)
હાંરે કોઇ વિરલાને હાથે ચડીયું—રાણાજી મુને૦
શૂન્ય શિખરના ઘાટો ઉપર (૨)
અગમ અગોચર નામ પડીયું—રાણાજી મુને૦
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ (૨)
મારૂં ચિત્ત, શામળીયાશું ભળીયું—રાણાજી મુને૦

## ભક્તિમાં શરમ ન કરવાવિષે

૫૩

તમે નામ નારાયણનું રે લેતાં ડરશો મા;
તમે ડરતા હોતો રે, ફરીને કોઇ લેશો મા. (ટેક)
સંસારી કહે છે રે, ભગતડાં ભુંડાં છે (૨)
તમે ભુંડાં ન જાણજો રે,ભક્તિનાં મૂળ ઉંડાં છે—તમે૦
સંસારી કહે છે રે, ભગતડાં કાલાં છે (૨)
તમે કાલાં ન જાણજો રે, પ્રભુને બહુ વહાલાં છે—તમે૦
સંસારી કહે છે રે, ભગતડાં ઘેલાં છે (૨)
તમે ઘેલાં ન જાણજો રે, પ્રભુને મન પહેલાં છે—તમે૦

૫૪

ભાવે ભજતાં તે ત્રિભોવન નાથ, શરમ તેમાં શાની કરવી રે;
વહાલો રીઝતાં વિશ્વનાથ, શરમ તેમાં શાની કરવી રે.
સેવે બુઢા બાળા ને જેને જવાન, શરમ તેમાં શાની કરવી રે;
ધનવાન અને વિદ્વાન, શરમ તેમાં શાની કરવી રે.
ભજી ગયા છે જેને મોટા ભૂપ, શરમ તેમાં શાની કરવી રે;
ધ્રુવ પ્રલ્હાદ રાજાના પુત્ર, શરમ તેમાં શાની કરવી રે.
ઓધવ અક્રૂર ને અંબરીખ, શરમ તેમાં શાની કરવી રે;
રાજા ખટ્વાંગ જનક પરીખ, શરમ તેમાં શાની કરવી રે.
તજ્યું ભરતે જેને માટે રાજ, શરમ તેમાં શાની કરવી રે;
મીરાંબાઇએ ન રાખી છે લાજ, શરમ તેમાં શાની કરવી રે.
કર જોડી કહે દાસોના દાસ, શરમ તેમાં શાની કરવી રે;
અંતે જાવું છે પ્રભુજીની પાસ, શરમ તેમાં શાની કરવી રે.
કહે છે_જાદવ નથી બુરૂં કામ, શરમ તેમાં શાની કરવી રે;
ભાવે ભજતાં તે શ્રીભગવાન, શરમ તેમાં શાની કરવી રે.

---

## ભક્તિ શૂરાઓની છે તેવિષે

૫૫

ભક્તિ શૂરવીરની સાચી રે, લીધા પછી કેમ મેલે પાછી;
મન તણો નિશ્ચય મોરચો કરીને, વધીયા વિશ્વાસી;
કામ ક્રોધ મદ લોભ તજીને પછી, ગળે દીધી ફાંસી—ભ૦
શબ્દના ગોળા જ્યારે છુટવા લાગ્યા, ને મામલે રહ્યા સૌ મચી;
કાયર હતા તે કંપવા લાગ્યા, નિશ્ચે ગયા નાસી—ભ૦
સાચા હતા તે સન્મુખ ચડીયા, ને હરિ સંગાથે રહ્યા રાચી;

પાંચ પચીસને અળગા મેલ્યા, પછી બ્રહ્મ રહ્યા ભાસી—ભ૦
કરમના પાશલા કાપી નાખ્યા, ભાઇ ઓળખ્યા અવિનાશી;
અષ્ટ સિદ્ધિની ઈચ્છા ન કરે, જેની મુક્તિ થઇ દાસી—ભ૦
તનમનધન જેને તુચ્છ કરી જાણ્યાં, અહર્નિશ રહ્યા ઉદાસી;
ભોજો ભગત કહે ભક્ત થયા, એ તો વૈકુંઠના વાસી—ભ૦

૫૬

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને;
પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને.
સુત વિત્ત દારા શીશ સમરપે, તે પામે રસ પીવા જોને;
સિંધુ મધ્યે મોતી લેવા, માંહિ પડયા મરજીવા જોને.
મરણ આગમે તે ભરે મુઠ્ઠી, દીલની દુગ્ધા વામે જોને;
તીરે ઉભા જુએ તમાસા, તે કોડી નવ પામે જોને.
પ્રેમપંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને;
માંહિ પડયા તે મહાસુખ માણે, દેખનહારા દાઝે જોને.
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સહેલ જોને;
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને.
રામ અમલમાં રાતા માતા, પૂરા પ્રેમી પરખે જોને;
પ્રીતમના સ્વામીની લીલા, તે રજની દિન નિરખે જોને.

૫૭

હરિરસ મોંઘે રે મૂલ્ય છે, શીરને સાટે વેચાયજી;
શીરનાં સાટાં રે સંતો જે કરે, મહારસ તેને દેવાયજી—હરિ૦
શીર દેતાં શંકે નહિ, સન્મુખ જયું ગત શુરજી;
પાછાં તે પગલાં નહિ ભરે, સદ્‌ગુરુ સામા હજુરજી—હરિ૦
પ્રેમ પીયાલા જે પીએ, જીવન્મુક્ત સૌ જાણજી;

શોક સંશય રે સાલે નહિ, પાંચે પદ નિરવાણજી—હરિ૦
તન રે તોપો તૈયાર કરી, જ્ઞાન ગલોલા સારજી;
કામ ક્રોધ વેરી મારીયા, સદ્ગુરુ નામ આધારજી—હરિ૦
તનમન શુદ્ધ રે જ્ઞાને ગળ્યાં, જેનાં હિમાળામાંયજી;
મરજીવા સૌ સુખ માણશે, એ સુખ મુખે ન કહેવાયજી—હરિ૦
બ્રહ્મ રે સાગરમાં ઝીલી રહ્યો, કીનારે શું કામજી;
અખંડઆનંદઅંગમાંરમીરહ્યો, મસ્રીદાસ કહે પ્રણામજી—હરિ૦

૫૮

વરમાળા તો વિઠ્ઠલ વરની, છુટે છેડે ફરીએ રે રાણાજી;
વર તો વિઠ્ઠલ વરને વરીએ, સુણો ને લાજ કોની ધરીએ.
લાજો કોની ધરીએ રાણા, કોના મલાજા કરીએ રે રાણાજી,
વર તો વિઠ્ઠલ વરને વરીએ, સુણોને લાજ કોની ધરીએ.
કાગડાનીબુદ્ધિ કાઢી નાખી, માણેકમોતી ચરીએ રે રાણાજી;
વર તો વિઠ્ઠલ વરને વરીએ, સુણોને લાજ કોની ધરીએ.
સોનાં રૂપાં સઘળાં તજીએ, તીલકતુલસી ધરીએ રે રાણાજી;
વર તો વિઠ્ઠલ વરને વરીએ, સુણોને લાજ કોની ધરીએ.
ચીરપટોળાં સઘળાં તજીએ, ધોળાં અંગે ધરીએ રે રાણાજી;
વર તો વિઠ્ઠલ વરને વરીએ, સુણોને લાજ કોની ધરીએ.
શાલિગ્રામની સેવા કરીએ, સંતસમાગમ કરીએ રે રાણાજી;
વર તો વિઠ્ઠલ વરને વરીએ, સુણોને લાજ કોની ધરીએ.
હરતાં ને ફરતાં સમરણ કરીએ, સંતની સાથે ફરીએરેરાણાજી,
વર તો વિઠ્ઠલ વરને વરીએ, સુણોને લાજ કોની ધરીએ.
બાઇ મીરાં કહે ગિરધરના ગુણ, ચરણકમલચિત્તધરીએ રે રા૦

વર તો વિઠ્ઠલ વરને વરીએ સુણોને લાજ કોની ધરીએ.

૫૯

કોઇ કહે તેને કહેવા રે દઇએ,આપણે હરિભજનમાં રહીએ રે;
આપણે પ્રભુભજનમાં રહીએ રે—કોઇ૦
જગત ને ભક્તને સદાય વેર છે,તેમાં ભક્તપણું તે કોને કહીએ રે;
ભક્તપણું તબ જાણીએ,આપણે સોનાં મેણલાં સહીએ રે—કોઇ૦
હીરા ને કંકણ એકજ રંગાં, તેમાં હીરાપણુ તે કોને કહીએ રે;
હીરાપણું તબ જાણીએ,આપણે ઘાવ તો ઘણેરા સહીએ રે—કોઇ૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ
આપણે ચરણકમલ ચિત્ત દઈએ રે—કોઇ૦

૬૦

નિંદા મારી ભલે કરો રે, કાંઇ કંચન કાટ ન લાગે—(ટેક)
ધન્ય ધન્ય લોકો અક્કલ તમારી,કીડીને કુંજર લડાવે હાં,(૨)
અણદીઠી અને વિનાસાંભળી (૨) એ તો બડી બડી બાત
ચલાવે—નિંદા૦
જો દિનકા મે જોગ લિયા, તન તે દિનકા મેરા મુવા હાં,
કામ ધંધો મને કાંઇ ન સૂઝે (૨) પછી જગતથી થયા
જુદા—નિંદા૦
જોગ લઇને જાતા રહેશું, હરિ ભજવાને કાજે હાં,
જો ક્રિયામાં ચુક પડે તો (૨) ગુરુજી મારો લાજે—નિંદા૦
આ દુનિયામાં કોઈ પલ્લો ન પકડે,ને કહેવું હોય તે કહેજો હાં,
જ્ઞાનદાસ ચરણે ગાવે ગંગારામ (૨) હરીચરણમાં રહેજો.
નિંદા મારી ભલે કરો રે, કાંઈ કંચન કાટ ન લાગે.

૬૧

જે દુઃખ થાય તે થાજો રે, રૂડા રામને ભજતાં. ( ટેક ) -
પિંડ પડે તોએ પડવા રે દેજો, જીવ જાયે તો જાજો રે-રૂડા૦
ઉંચે બાંધીને તળે અગ્નિ પ્રજાળે,માર મુશળના ખાજો રે-રૂડા૦
લોક નિંદે તેને નિંદવા રે દેજો, રાજા દંડે તો દંડાજો રે-રૂડા૦
હરિજનનો દાસ રણછોડ કહેછે,ગુણ તો ગોવિંદના ગાજો રે-રૂડા૦

૬૨

જીવને સાટે રે, માળા મારા જીવને સાટે રે (૨)
શું મૂકું મૃત્યુ ભય માટે, માળા મારા જીવને સાટે રે (ટેક)
ઉગ્ર તપે હું માળા પામ્યો, તે કેમ મૂકી જાય (૨)
જો નરસૈયો માળા મૂકે તો, ત્રણ લોક પ્રલે થાય-માળા૦
નવસેં નવાણું અવળી ચાલે, ને સાતે સમુદ્ર સૂકે (૨)
મેરુ ચળે રવિ પશ્ચિમ ઉગે, નરસૈયો માળા ન મૂકે-માળા૦
તમે જોગી સર્વે વૈષ્ણવ થાઓ, મુજ પૂઠે તાલ વગાડો (૨)
ભણે નરસૈયો યોગ ધરીને, શીદને જન્મ વણસાડો-માળા૦

## ભજનની જરૂરીઆતવિષે

૬૩

ભજનવિના જીવડા દુઃખી, મન તું રામ ભજન કરી લે;
જીવ તું જાયગો જરૂર, મન તું રામ ભજન કરી લે.
લખ રે ચોરાશી ફેરા ફિરેગો (૨)
હાં રે જીવ જનમી જનમી મરે-ભજન૦
માતપિતા તેરા દારા ને બંધુ (૨)
હાં રે વામેં કારજ કછુ ન સરે-ભજન૦

હસ્તી ને ઘોડા માલ ખજાના (૨)
હાં રે ધન ભંડાર ભર્યો ઘરમે—ભજન૦
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ (૨)
હાં રે મેરો ચિત્ત ભજનમે ધરે—ભજન૦

૬૪

હરિ નહિ ગાયો, જનમારો ગુમાયો;
જનમારો ગુમાયો, જનમારો ગુમાયો—હરિ૦
હરિજનકો સનમાન ન કીનો (૨)
અપનો કુટુંબ જુમાયો—ન ગાયો—હરિ૦
પરસ્રી સંગ વિષયકે કારન (૨)
લખ રે ચોરાશી ભટકાયો—ન ગાયો—હરિ૦
કહે સંત હરિ ભજ્યો નહિ તું (૨)
હીરો હાથસેં ગુમાયો—ન ગાયો—હરિ૦

૬૫

ગોવિંદ ગાવ, મન ગોવિંદ ગાવ (૨)
રામકૃષ્ણ ભજવાનો આવ્યો છે દાવ—મન, ગોવિંદ૦
દુર્લભ નરદેહી તમે તત્પર થાવ (૨)
ભવસાગર તરવાને બેસવાને નાવ—મન, ગોવિંદ૦
ભગવતકથા સાંભળો ને હૃદયે રાખો ભાવ (૨)
સત્સંગરૂપી ગંગામાં પ્રેમે કરી ન્હાવ—મન, ગોવિંદ૦
બાઇ મીરાં કહે તમે હરિજન થાવ (૨)
હરિકે ચરનમેં ચિત્ત લગાવ—મન, ગોવિંદ૦

૬૬

ભજન કેમ કરતો નથી પાજી રે, સીતારામ કેમ થાશે રાજી. (ટેક)

મહા દુઃખ ભોગવીને માયા મેળવી, તેને ઉંધો બેઠો દાટી (૨)
ખાધું નહિ ખવરાવ્યું નહિ, પછે જાતાં કુટે છાતી—ભ૦
વિષય ભોગવતાં વશ વાધ્યો, ને માને ત્રુઠયાં માજી (૨)
મમતાની ધાણીએ ફેરા ફરે, પછે તૃષ્ણા થઇ તાજી—ભ૦
સોનું પહેરી શોભા દેખાડે, ને માળામાં મન લાજી (૨)
ભક્તિવિના ભુંડા હાલ તમારા, એમ કહી ગયો પંડિતકાજી—ભ૦
માયાની ટીપણે લાય લાગી, તેને શું રે બેઠો ચાટી (૨)
કહે પ્રીતમ ભાઇ હરિ ભજયા વિના, અંતે સહુ ધૂળ માટી—ભ૦

૬૭

દેવોને છે દુર્લભ એવો, મનુષ્ય દેહ આ મળીઓ,
તોય હજી હરિભક્તિમાં નથી, ચિત્ત તમારો ચડીઓ;
ચેતો નહિ તો મહાદુઃખ થાશે, ચોરાશીમાં જાતાં,
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં—દેવોને૦
હરિભક્તિ ભૂલ્યા તો અંતે, શ્વાન શૂકર થઈ ભમશો,
રોમ રોમ નરકમાં પડીને, ખૂબ પીડા ત્યાં ખમશો;
ત્યાં વળી બૂમ બરાડા દેશો, જમના મારો ખાતાં,
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં—દેવોને૦
હરિભક્તિ ભૂલ્યા તો અંતે, ખાવી પડશે એઠ,
વળી રાત દીન ભમવું પડશે, પૂરું કરવા પેટ,
હડ હડ થઇ જન્મારો જાશે, લાત લાકડી ખાતાં,
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં—દેવોને૦

૬૮

હરિભક્તિ કરના રે, પલકમેં હોવેગા મરના,
પલકમેં હોવેગા મરના;

અહો હરિજન હૃદયકમલમેં, હરિભક્તિ કરના. (ટેક)
કાકા રે મામા કુટુંબ કબીલા, છોડ ચલે પ્યારે;
સમજ મન છોડ ચલે પ્યારે;
સ્વપ્નેમેં જો સૃષ્ટિ હોતી, એસા જગ સારે.
એસા જગ સારે રે—સમજ મન એસા—સ્વપ્નેમેં૦
ધામ, ધરા, ધન, માલ, ખજાના, આખર નહિ અપના;
સમજ મન આખર નહિ અપના;
એક દિન સબ છોડકે જાના, મિટ્ટીમેં ખપના.
મિટ્ટીમેં ખપના રે--સમજ મન મિટ્ટીમેં—એક દિન૦
કામ, ક્રોધ, મદ લોભ ન રખના, કરના સુકૃતકો;
સમજ મન કરના સુકૃતકો;
એક નિરંજન નામ સમરના, ભવજલ તરનેકો.
ભવજલ તરનેકો રે—સમજ મન ભવ—એક નિરંજન૦
જૂઠ જગતકી છોડ વાસના જા સદ્ગુરુ સરના,
સમજ મન જા સદ્ગુરુ સરના;
અહો હરિજન હૃદયકમલમેં હરિભક્તિ કરના.
હરિભક્તિ કરના રે, પલકમેં હોવેગા મરના—અહો૦

૬૯

હરિસેં કોઇ નહિ ખડા, દીવાના ક્યું ગફલતમેં પડા (ટેક)
પ્રલ્હાદ બેટા હરિસેં લપટા (૨)જબ ખંભ કડકડા—દીવાના૦
ગોપીચંદઔરભરથરીરાજા(૨)માલમુલક સબ છોડા—દીવાના૦
પુંડરીકને સેવા કીની, (૨) વિઠ્ઠલ ઇંટપર ખડા—દીવાના૦
કહત કબીરા સુનો ભાઇ સાધુ(૨)હરિચરણેચિત્તચડા-દીવાના૦

૭૦

બીજું કાંઇ ન વળે રે (૨)
ભજી લેને પ્રભુને બીજું કાંઈ ન વળે૦
જાણ્યા નહિ તેં સારંગપાણી, સંસારમાં શું મતિ મુંઝાણી;
જાણી લે જગદીશને તો તર્ત તરે રે—ભજી૦
મનુષ્યાદેહ વારે વારે ન આવે, માટે ભજી લેને પ્રભુ ભાવે;
ચેતી લે તે માટે જેથી કાર્ય સરે રે—ભજી૦
રામ નામની લહેર ન જાણી, ઉલટી ઉમર એળે ગુમાવી;
લખીરામ કહે ભાવે ભજો ભગવાનને રે—ભજી૦

૭૧

લેહ લગાડી રામને જપો, જાવું છે મરી;
જાવું છે મરી રે, કાયા જાશે પડી—લેહ૦
ઘણે કષ્ટે પિંડ બંધાણો, ગર્ભમાં ધરી (૨)
માંડ કરીને મનખો પામ્યો, ચોરાશી ફરી—લેહ૦
ઉંચાં મંદિર માળીયાં તારાં, રહેશે રે પડી (૨)
એવી રૂડી મનખા દેહ તારી, ધૂળમાં ઢળી—લેહ૦
તેડાં આવ્યાં શ્રી રામનાં જાવું કષ્ટની ઘડી (૨)
જમ આવ્યે તારૂં જોર નહિ ચાલે, બાંધશે જડી—લેહ૦
સગાં સર્વે વીંટીને બેઠાં, મરણની ઘડી (૨)
કાઢો કાઢો સૌ કહે, એને રોકો માં ઘડી—લેહ૦
સંતની સેવા હરિની ભક્તિ, વાત છે ખરી (૨)
દાસ હરિ કહે રઘુવર સમરે, તો જાશો તરી—લેહ૦

૭૨

હરિ ભજીએ તો આવે સુખની લહેર જો;

આ દુર્લભ મનુષ્યા દેહનો લ્હાવો લીજીયે—ટેક
ક્યાં થકી આવ્યો ને જીવ તારે ક્યાં જવું,
બોલ વિચારી ઠરવાઠિરો ઠામ જો;
આ જુઠા જગ સાથે ઝઘડો નવ કીજીયે,
અંતે સાચો બોલી સીતારામ જો—આ દુર્લભ૦
આ મનુષ્યા દેહ પાર્યો રે મોંઘા મૂલ્યની,
કોટિ જનમનાં પુણ્ય તણો નહિ પાર જો;
આ શીશતણે સાટે રે માગી નહિ મળે,
એક ઘડી તો લાખેણી વહી જાય જો—આ દુર્લભ૦
આ વ્રજવાસી ગોપીએ લહાવો લુંટીયો,
મૂકી દીધી કાંઇ માતપિતા કુળ લાજ જો;
સાચું તે સગપણ રે શામળીયા તણું,
સરીયાં સરીયાં વ્રજ વનિતાનાં કાજ જો—આ દુર્લભ૦
આ તન મન ધન જોબનનો રે રંગ પતંગનો,
આ જોને જોતામાં એ વણસી જાય જો;
અંતરમાં ઓળખી લે આતમ રામને,
કહે પ્રીતમ તારૂં આવાગમન મટી જાય જો—આ દુર્લભ૦

૭૩

જીવ તેં હરિ ન સમર્યા ઘડી, કાયા કાલે જાશે પડી;
મન તેં પ્રભુ ન સમર્યા ઘડી, કાયા કાલે જાશે પડી—ટેક
રાતદિવસ ધંધામાં રઝળ્યો, નિંદા કથા મુખ ઘડી;
જોબનમાં જનમારો ખોયો, તારી મહેનત માથે પડી—જીવ૦
સોનાની ચાંખડીએ ચઢતો, ને હીરે રત્ને જડી;

વાંકી ફેંટાળું કલગીવાળો ભાઇ, જમડા જાશે જડી—જીવ૦
પેરણ પીતાંબર પલંગે પોઢતો, ને ઓઢણ છે પામરી;
આ લોક સુખમાં ઉંઘી રહ્યો, પછી જમડા જાશે જડી—જીવ૦
નાડી ખેંચાશે ને જીવ ઝલાશે, ને નીર નહિ ઉતરે નળી;
હજાર વિંછીની વેદના થાશે, પછે સોઇ દિન આવશે ચઢી—જી૦
ખાટયુ ઘણું પ્રાણી ખરચી ન શક્યો, ને દાટી બેઠો છે દળી;
ભોજો ભગત કહે અંતે એની પછી બાંધી ચાલ્યા ઠાઠડી—જીવ૦

૭૪

શામાટે તું ભજતો નથી, સેહેજ સીતારામ રે, ટેક.
આ કાયા તો તારી નથી, હાડકાં ને ચામ રે;
તેમાં તે શુ મોહી રહ્યો છે, ગાફલ ગુલામ રે—શા૦
પાંડવોની પ્રતિજ્ઞા પાળી, દ્રૌપદીનાં ચીર રે,
સુદામાની વેળા વાળી, ઉગાર્યો પ્રલ્હાદ રે—શા૦
રાવણ સરખા રાણા હતા, સોના સરખાં ધામ રે;
સવાલક્ષ જેના પુત્ર હતા, તેનાં નથી ઠેકાણાં ઠામ રે—શા૦
આગળ તો તારે હુકમાઈ હતી, ઘેર હતા ગુલામ રે;
બાજીગરનો વાંદરો ભાઇ, ભરાવશે સલામ રે—શા૦
ઉંચી મેડી ને અજબ ઝરૂખા, નીચાં નીચાં ધામ રે;
છત્રપતિ તો ચાલ્યા ગયા, તેનાં નથી ઠેકાણાં ઠામ રે—શા૦
ધાઇધુતી ધન ભેળું કીધું, દાટયાં રહેશે દામ રે;
બાપદાદા જેના વહી ગયા, એનાં ખોળી કાઢોને નામ રે—શા૦
પાપની તો પાળો બાંધી, ધરમ નહીં લગાર રે;
કહે ભવાન ભાઈ સાંભળો, તમે ભજી લિયો ભગવાન રે—શા૦

૭૫

ઉઠ ખડો કોઇ ચેતો ને પ્યારા, સાન સમજો સદ્‌ગુરુ કેરી;
જેમ દીપકપર પવન ઝપેટે, કાળ ખડો રે તેરો શિર વેરી—ઉ૦
છોટી ઉમરમેં બડા મનસુબા, જ્યું ઉઠત સાયર લહેરી;
ધિક ધિક ઉમર ખોઇ અકારજ, કાળ લેશે તેરો તન હેરી—ઉ૦
બાલપણો હસ ખેલ ગમાયો, જોબન જુવતી તન હેરી;
વૃદ્ધ ભયો અંગ આળસ આયો, ભ્રષ્ટ ભઇ બુદ્ધિ તેરી—ઉ૦
આજકાલ કરતાં આવ્યો તારો વાયદો, કાળ લેશે તેરો તન ઘેરી;
એક પલકમેં પકડ પછાડે, કહાં રહેગો તેરો જીવ ઠેરી—ઉ૦
સદ્‌ગુરુજી ઉપદેશ બતાવે, માનો શીખામણ અબ મેરી;
હરિદાસ કહે રામ રટન કરો, તીન લોકમેં નહિ વેરી—ઉ૦

૭૬

જોબનકી મગરૂરી મત કરના, દિન ચારકા હય ચટકા;
રૂપ દેખકે ક્યું મન રાચો, રામ ભજનસે ક્યો લટકા—જો૦
જાયા સોઈ આખર મરનેકા, રેન દિન મનમેં ખટકા;
જાગેગા કોઇ વિરલા જોગી, નેન નીંદસે નહિ મટકા—જો૦
ગોરખ જાગ્યા કબીરા જાગ્યા, કાળ મારી કીનો કટકા;
સિદ્ધ ચોરાશીસો પણ જાગ્યા, જીનકામનછીનમેં અટકા—જો૦
સાધુ સંતકી સેવા કર લો, શબ્દ શાખ દિલમેં અટકા;
નુરતસુરતકા દોર ન ચુકો, ખરા ખેલ જ્યુ હય નટકા—જો૦
સમજે વાકું સુખદ સહજ હય, અણસમજુકું હય ભટકા;
માર પડે તોય પાર ન પહોંચે, મન ઘોડા તીથે અટકા—જો૦
આપકા આતમ તત્ત્વ વિચારો, સાહેબ સાક્ષી સબ ઘટકા;
પાર પોંચ્ચે હરિદાસ પલકમે, મિટે ચોરાશીકા ભટકા—જો૦

૭૭

સર્વ તજીને ભજીયે શ્રીગોવિંદને,
જે નારાયણ નોધારાના આધાર જો;
ભાગે સંકટ કુડાંરે આ સંસારનાં,
જેના નામે ઉતરીયે ભવપાર જો—સર્વ૦
અપર માને વચને ધ્રુવજી વન ગયા,
નારદજીએ દીધો છે ઉપદેશ જો;
જ્ઞાનભક્તિ વૈરાગ્ય તે મનમાં આણીયાં,
પ્રભુ ભજ્યા કાંઇ ત્યાં જઇ બાળે વેશ જો—સર્વ૦
દૈત્યપુત્ર પ્રલ્હાદજી તે આગે થયા,
લાગ્યો છે કાંઇ પિતા પુત્રનો વાદ જો,
સ્તંભ થકી પ્રગટયા રે નરસિંહરૂપ ધરી,
શ્રીમહાપ્રભુજીએ દીધો તેને સાદ જો—સર્વ૦
લાખા ગૃહમાં પાંડવને આવી મળ્યા,
ભક્ત જનોને દીધી છે બહુ ધીર જો,
સમરણ પહેલાં આવ્યા છો રે તમે સદા,
ભક્ત રે જન ઉગાર્યા પાંચે વીર જો—સર્વ૦
સુદામાનું દરિદ્રપણું તો જાણીયુ,
મુષ્ટિક તાંદુલ આરોગ્યા મહારાજ જો;
દાસ દયાના પ્રભુજી, કરુણા કીજીયે,
ભક્ત રે જનનાં કીધાં કોટિક કાજ જો—સર્વ૦

૭૮

ભજ મન ગોવિંદા, ગોવિંદા, હાં રે તું છોડ જગતકા ફંદા.
નિરાકાર નિર્લેપ નિરંજન સત્ચિત્ આનંદા (૨)

જાકો બ્રહ્માદિક મુનિ ગાવે, પાવે સુખકંદા—ભજ૦
રામકૃષ્ણ પરબ્રહ્મ સનાતન, ગાવત મુનિવૃંદા (૨)
તાકો જો અવતાર કહત હૈ, સો નર મતિમંદા—ભજ૦
સદ્‌ગુરુ કરુણા કરહી મિટાયો, સમ ભવ દુઃખફંદા (૨)
દેવકૃષ્ણ પદ પૂરણ પાયો, એહી પરમાનંદા—ભજ૦

૭૯

સમર સમર મન શ્યામ સુંદરકું,
ક્યા મુખ બક બક કરતા હૈ—ટેક.
જેહી દિયા નર દેહ અમૂલખ,
તાકું નહિ સમરતા હૈ—સમર૦
કામ ક્રોધ મદ લોભ અગ્નિમેં,
અહોનિશ અંતર જરતા હૈ—સમર૦
નિશદિન કાળ ખડા શિર ઉપર,
તાતેં ક્યુ નહિ ડરતા હૈ—સમર૦
પરધન પરત્રીય કારણ તત્પર,
ફુટે નેનસે ફરતા હૈ—સમર૦
કોન ગતી મેરી હોયગી ઐસી,
ધડક ન મનમેં ધરતા હૈ—સમર૦

૮૦

ભજોને ભગવાનને પછી, દિલમાં થાશે ઓરતો;
કરશો કુડાં કામ, વાલીડાની વસ્તુ નથી હોરતો રે જી—ભ૦
જીભલડી જુઠાં બોલશે, તેને વશ કરીને વારજો,
જેનાં રે પડે કામ, તેને સવાયાં સંભારજો રે જી—ભ૦

જ્યારે બુઢાપણ આવશે, ત્યારે સારાં ભોજન ભાવશે;
કાળા મટી કેશ, માથે ધોળાં ફરી આવશે રે જી—ભ૦
જાવું રે એકાએકને, સાથે લેજો સદાશિવને;
સ્મરણ કરો શ્યામનું, ધોખો નહિ થાય તારા જીવને રે જી—ભ૦
સ્મરણ કરો શ્યામનું, ટાઢું થાય જો તારા તનમાં,
મૂળદાસ કહે મહારાજ, મોહન રહેજો મારા મનમાં રે જી—ભ૦

૮૧

હરિદાસા હરિદાસા, બન જા હરિદાસા હરિદાસા,
સુધા સિંધુકી સમીપ બસકે, મૂઢ રહત ક્યોં પ્યાસા;
દીન હોત ક્યોં દુઃખ પાવત રે, બસત પારસકે પાસા—બન૦
કામધેનુ સુરદ્રુમ ચિંતામનિ, ઈશ્વર અખિલ નિવાસા;
તિનકુ છોડ ઓરકુ ધ્યાવે, સો તો વૃથા પ્રયાસા—બન જા૦
મનસા દેહ દુર્લભ છિન ભંગુર, જ્યું જળ બીચ બતાસા;
અચળ સત્ત એક સેવા હરીકી, સબકુછ તનિક તમાસા—બન૦
શરણાગતવત્સલ વિઠ્ઠલેશ, ક્યુ મન રહત ઉદાસા,
દયારામ સદ્‌ગુરુ બતાયા, હે મનસુબા ખાસા—બન જા૦

## ભક્તિ જલદી કરવાવિષે

૮૨

હરિ ભજ્યાનું ટાણું, આ છે રામ ભજ્યાનું ટાણું;
આ છે કૃષ્ણ ભજ્યાનુ ટાણુ;
ભૂલ્યા શીદ ભમો છો રે, આ છે હરિ ભજ્યાનું ટાણું. ટેક
હરતાં ને ફરતાં હરિ ન સમર્યા, શું બેસે છે નાણું;
વહાલા શું બેસે છે નાણું;

સમી સાંજના સૂઇ રહ્યા છો, હમણાં વહાશે વાંણું—ભૂલ્યા૦
ઠાલે રે ઠાલે ભરીચે ભરીચે, માયા મોટું માણું;
વહાલા માયા મોટું માણું;
ઓચિંતો આવીને પકડશે, પડયું રહેશે કરિયાણું—ભૂલ્યા૦
માથે આવ્યું નહિ મટે, વહાલા ઘુંઘટમાં ઘેરાણું;
વહાલા ઘુંઘટમાં ઘેરાણું;
બળ કરીને બોલાશે નહિ, જ્યારે બેઠું જમનું થાણું—ભૂલ્યા૦
દીધા વિના કયાંથી પામો, વહાલા એ વાતો હું જાણું;
વહાલા એ વાતો હું જાણું;
ગોવિંદરામ કહે અહીંયાં ન સમર્યા, ઉવાં નથી ઠેકાણું—ભૂલ્યા૦

૮૩

કાયા છે ત્યાંસુધી કર સમરણ કીરતારનું રે (ટેક)
જતન કર્યું જઠરામાં જેણે, તારો દેહ રચ્યો છે તેણે;
તેણે કામ કર્યું છે, અતિ ઉપકારનું રે—કાયા૦
પ્રસવ થયા પહેલું પય કીધું, માતાના સ્તનમાં રચી દીધું;
તેણે કારજ સીધ્યું, તારા આહારનું રે—કાયા૦
કાન નેત્ર દીધાં છે કેવાં, સર્વે અંગ અમૂલખ એવાં;
અંતઃકરણ કીધાં છે, વિવિધ વિચારનાં રે—કાયા૦
દાંત દીધા તુંને ચાવણું ચાવવા, અન્ન સરજ્યું ઉદર ભરવા;
કર દીધા કારજ કરવા વહેવારનાં રે—કાયા૦
સુરદુર્લભ મનુષ્યાદેહ પામી, લંપટ ન થવું લૂણહરામી;
છોટમ શરણ ગ્રહી લે, સરજનહારનું રે—કાયા૦

૮૪

જ્યાંલગી આત્મા અંગમાં છે, ત્યાં લગી હરિ હરિ તું કહે. ટેક

હાલતાં હરિ ને ચાલતાં હરિ, ને બેસતાં હરિ તું કહે (૨)
સુતાં પહેલાં જે સ્મરણ કરે ભાઇ, તેની બોલ જય જય—જયાં૦
લીધા સરિખું નામ હરિનું, લઈ શકે તો લે (૨)
દીધા સરિખું દાન છે અન્નનું, દઈ શકે તો દે—જયાં૦
આ રે સંસારી રે સર્વે ખોટો, ને સાચી વસ્તુ બે (૨)
એક તો પુણ્ય બીજું હરિભજન ભાઇ, જીવડા સમજી લે—જયાં૦
દૃષ્ટ પદારથ સર્વે ખોટો, ને આત્મા અખંડ છે (૨)
કીડી થકી તે કુંજર લગણ ભાઈ, કાળ ચક્કરનો ભે—જયાં૦
એક દિન આંગણે દીવા વિવાહ, વળી ઢોલશરણાઇ બજશે (૨)
કહે જીવણ એવો એક દિન આવશે, સમશાનો ધગશે—જયાં૦

૮૫

તારી કાયા નગરમાં રે, ચોર ચોરી કરે નર છાની—ટેક
ચાર ચોર તો ચોરી કરે એનાં ધન ધુતારા લેશે (૨)
એ રે કાયાનાં કહ્યાં ન માનો (૨) દિનના ખાતર દેશે;
નગરી નવતેરીમાં રે ચોર ચોરી૦—તારી કાયા૦
પાંચ ચોર તો પ્રગટ થયા, તેને પકડી ન શકે કોઇ રે (૨)
તત્ત્વ હતો તે તારવી ન જાણ્યો, હાથે હીરલો ખોયો—નગરી૦
આશાતૃષ્ણા નહિ બુઝાયા—વાલા મનકા મેલ ન ધોયા રે (૨)
ગુરુપ્રતાપે ભણે ભવાનીદાસ, સબ જન્મારા ખોયા—નગરી૦

૮૬

વારે વારે મનખો નહિ આવે રે, રે તમે ભજન સવાયાં કરજો—
અવસર નહિ આવે રે, રે તમે ભજન સવાયાં કરજો.

સંસારસાગર મોહજાળ ભરીઓ, તરી શકો તો કોઇ તરજો રે (૨)
જગજીવનનાં જહાજ લઇને (૨) ઓલે પાર ઉતરજો—અવસર૦
દોનું દીવા તારી આગળ ઝળકતે, નાભી કમળ બીચ ધરજો રે(૨)
હૃદયકમળમાં હેત કરીને (૨) અમર વરને વરજો—અવસર૦
માણેકચોકમાં નાણું ભરજો, ભરી શકો તો કોઈ ભરજો રે (૨)
હીરા માણેક લાલ ઝવેરી (૨) પારખ થઈ પરખજો—અવસર૦
સદ્‌ગુરુ મળીઆ ને સંશય ટળીઆ, સદ્‌ગુરુને શીશ ધરજો રે (૨)
મેધા પ્રતાપે ભણે ભવાનીદાસ(૨) અમરાપુરમાં ભળજો–અવસર૦

## મોતવિષે

૮૭

કઠણ ચોટ છે કાળની રે, મરણ મોટેરો માર;
કંઈક રાજા ને કંઈક રાજીઆ, હાં રે મેલી ચાલ્યા સંસાર.
—હેતે હરિરસ પીજીએ.

સંસાર ધુમાડાના બાચકા રે, સાથે આવે ન કોઇ;
રંગ પતંગનો ઉડી જશે, હાં રે જેમ આકડાંનું તુર–હેતે૦
કેનાં છોરૂ ને કેનાં વાછરૂ રે, કેનાં માય ને બાપ;
અંતકાળે જાવું એકલું, હાં રે સાથે પુણ્ય ને પાપ–હેતે૦
માળી વીણે રૂડાં ફુલડાં રે, કળીઓ કરે છે વિચાર;
આજનો દિન રળીઆમણો,હાં રે કાલ આપણે શિરઘાત–હે૦
જાયા તે તો સર્વે જશે રે, નથી કાયા રહેનાર;
મરનારાને તમે શું રૂઓ, હાં રે રોનાર નથી રહેનાર રે–હેતે૦
દાસ ધીરો રમે રંગમાં રે, રમે દિવસ ને રાત;
હું મારૂં મિથ્યા કરો, હાં રે રમો પ્રભુ સંગાથ રે—હેતે૦

૮૮

તારા મનમાં જાણે છે મરવું નથી રે,
એવો નિશ્ચય કર્યો નિરધાર;
તેમાં ભૂલી ગયો ભગવાનને રે—ટેક
ધન દોલત નારી ને ઘણા દીકરા રે (૨)
ખેતિવાડી ઘોડી ને દરબાર—તેમાં૦
મેડી મંદિર ઝરૂખા ને માળિયાંરે (૨)
સુખદાયક સુંદર સેજ—તેમાં૦
ગાદિ તકિયા ને ગાલ મશુરિયાં રે (૨)
અતિ આડા કરે છે એજ—તેમાં૦
નીચી ખાંધ કરીને નમતો નથી રે (૨)
એવું સાધુ સંગાથે અભિમાન—તેમાં૦
મરમાળી મોહનજીની મૂરતિ રે (૨)
તેની સાથે ન લાગેલ તાન—તેમાં૦
પાપ અનેક જનમનાં આવી મળ્યાં રે (૨)
તારી મતિ મલિન થઇ મંદ—તેમાં૦
દેવાનંદના વહાલાને વિસરી ગયો રે (૨)
તારે પડયો ગળે જેમ ફંદ—તેમાં૦

૮૯

તારે માથે નગારાં વાગે મ્હોતનાં રે,
નથી એક ઘડીનો નિરાધાર;
તોય જાણ્યા નહિ જગદીશને રે—(ટેક)
મોટા મેલીને રાજ મરી ગયા રે (૨)
જોને જાતાં ન લાગી વાર—તોય૦

તારૂં જોબન ગયું જખ મારતું રે— (૨)
માથે કાળા મટી ગયા કેશ—તોય૦
અંતકાળે લેવાને જમ આવિયા રે (૨)
તેનો ભાળી ભયંકર વેશ—તોય૦
રોમ કોટિ વિંછી તણી વેદનારે (૨)
દુઃખ પામ્યો તું દૈવના ચોર—તોય૦
સગાં સ્વાર્થી મળ્યાં સૌ લુંટવા રે (૨)
તારૂં જરાએ ન ચાલે જોર—તોય૦
જીભ ટુંકી પડીને તૂટી નાડીઓ રે (૨)
થયું દેહ તજ્યાનું તત્કાલ—તોય૦
દેવાનંદ કહે ન જાણ્યા મારા નાથ રે (૨)
મળ્યો મનુષ્યનો દેહ વિશાળ—તોય૦

૯૦

જો વિચારીને જીવ હૃદેમાં, મરવું એ તો સહી (ટેક)
મેડી મંદિર ને માળીઆં તારાં,પડયાં રહેશે અહીં(૨)
પ્રભુને અર્થે પૈસો ન વાવર્યો, ઠાઠડી ઠાલી ગઇ—જો૦
કંચન જેવી કાયા તારી, અડવા દેતા નહીં (૨)
ઘર છોડી સમશાને ચાલ્યા, ગોંદરે રખ્યા થઈ—જો૦
માતપિતા તારાં બેન બનેવી, ને ઘરની નારી રહી (૨)
છોકરાં તારાં અળગાં રહેશે, એકલો જાશે વહી—જો૦
હરિ ભજો તમે હક હાલો, એમ વેદમાં વાણી કહી (૨)
હીરજી કહે જેણે હરિ ભજ્યા, એની જગમાં જશ રહી—જો૦

૯૧

મારો હંસલો નાનો ને દેવળ જુનું તો થયું;

જુનું તો થયું રે પીંજર પડયુ તો રહ્યું રે—મારો૦
કુડી કુડી કાયા રામા, જુઠી જુઠી માયા રે (૨)
કુડા તો દિલાસા અમને દઇ તો ગયું રે—મારો૦
આ રે કાયાની સાથે પ્રીતો બંધાણી રામા (૨)
પડી ગયા દાંત રેખું પડી તો રહ્યું રે—મારો૦
કાયાનો ગઢ હંસા ડોલવાને લાગ્યો રે (૨)
ઉડી ગયો હંસ પીંજર પડયું તો રહ્યું રે—મારો૦
બાઈ મીરાં કહે પ્રભુ, ગિરધરના ગુણ વાલા (૨)
ભજનવિના તો આયુષ્ય એળે તો ગયું રે—મારો૦

## જગતના મિથ્યાપણાવિષે

૯૨

સબી જાન જગત વહેવાર, રેનકા સપના (૨)
તુમ કાયકું કહત હો હરિ ભૂલ કર અપના (૨) (ટેક)
નિજ માત તાત દારા, સુત ભગિની ભ્રાતા (૨)
એ સબી સવારથ જાન, પરસ્પર નાતા (૨)—સબી૦
એક રામ ભજન બિન, ઓર નહિ નિસ્તારા (૨)
ગુરુજ્ઞાન ગ્રહો તુમ ઉગરો, ભવજલ પારા (૨)—સબી૦
શીર કાલ અચાનક, ખબર નહિ એક પલકી (૨)
કયા કરતે હો અભિમાન, આશ નહિ કલકી (૨)—સબી૦

૯૩

ચેત ! પ્રાણીઆ નરકની વાટે જાવું (ટેક)
નરકની વાટે જાવું, ઘણું રહેશે તારે પસ્તાવું રે—ચેત !
રૂડી દેહ મનુષ્યની તું પામ્યો, ખુબ પૈસે ટકેથી જામ્યો;

ઘડી સત્સંગમાં ન વિરામ્યો રે—ચેત !
સંતસાધુને પ્રેમથી ન પોખ્યા, અન્ન વસ્ત્ર આપી ન સંતોખ્યા;
શેર લોટ ન કોઇના જોખ્યા રે—ચેત !
શરમ મુકી અધર્મમાં ચાલ્યો, વેદવિહિત ધર્મને ન ઝાલ્યો,
અહોનિશ અહંકારમાં મ્હાલ્યો રે—ચેત !
બોધ સદ્ગુરુ સંતનો ન લાગ્યો, મૂર્ખ માયાના મોહથી ન જાગ્યો;
ધક્કો ઓચિંતો કાળનો લાગ્યો રે—ચેત !
હામ મનની રહી ગઇ મનમાં, કાળ આવી પુગ્યો જોબનમાં,
સોડ તાણી સુતો જઇ વનમાં રે—ચેત !
દ્રવ્ય માલ છોડી ગયો ખાલી, કામ નાવી તે ઠકરાઈ ઠાલી;
જમ આગળ જુગતી ન ચાલી રે—ચેત !
દારા, સુત, વિત્ત, કામ કોઇ ન આવ્યાં, તને વળાવી સૌ ઘેર આવ્યાં;
તારા નામનાં જમણ મચાવ્યાં રે—ચેત !
ધર્મરાય તને પુછશે ત્યાંઇ, જન્મ ધારી કરી શું કમાઇ;
ત્યારે ઉત્તર આપીશ શો ભાઇ રે—ચેત !
નરક દુઃખ તે સહ્યું નવ જાયે, મારે જમ તે માર ન ખમાયે;
રોમ રોમ અતિ વેદના થાએ રે—ચેત !
બ્રહ્મરૂપ ભગવાનને ન જાણ્યા, પોતે બ્રહ્મ આનંદમાં ન માણ્યા;
પૂર વહેતામાં જાય તે તણાણા રે—ચેત !

## લયલીનતાવિષે

૯૪

મુને વધાયું વહાલાજીની સાથ,
મુને વહાલો વિસાર્યા નવ વીસરે રે (ટેક)

આઠે પહોર ઉલામણ મારા ઉરમાં રે (૨)
બીજી વહાલી ન લાગે વાત–મુંને વહાલો૦
જેમ રત્ન જડયું હોય રંકને રે (૨)
તેમ સત્ય થયુ છે–સાક્ષાત–મુંને વહાલો૦
જેને કાજે દમે છે અતિ દેહને રે (૨)
તે તો આવ્યું છે મારે રે હાથ–મુને વહાલો૦
વારે વારે જાઉં ગુરુજીને વારણે રે (૨)
જેણે નિરખાવ્યા નૌતમ નાથ–મુંને વહાલો૦
તેને તોલે ન આવે ત્રણ લોકમાં રે (૨)
જેની વિશ્વે વિચિત્ર છે ભાત–મુંને વહાલો૦
ધન્ય ધન્ય દયા રે ગુરુદેવની રે (૨)
નાથ નીરાંત ન રખાય અજાત–મુંને વહાલો૦

૯૫

ધન્ય ઘડી ધન્ય દહાડો આજનો રે (૨)
મારા હૈયામાં હરખ ન માય,
વહાલોજી પધાર્યા મંદિર માહરે રે;
અલબેલોજી આવ્યા મારે આંગણે રે (૨)
પૂર્ણ કરી છે ગુરુએ કૃપાય—વહાલોજી૦
નિર્મળ થઇ છું નિરખી હરિના નામને રે (૨)
અડસઠ તીરથ આવ્યાં મારે ઘેર—વહાલોજી૦
આનંદ બની ભાંગી મનની ભ્રમણા રે (૨)
અંતરમાંહી ઓળખ્યાઆતમરામ—વહાલોજી૦
મારા ભીંતર નરખાવ્યા નૌતમ નાથને રે (૨)

મારા પ્રાણ તણા આધાર—વહાલોજી૦
આનંદ વૃત્તિ આઠે પહોર ન ઉતરે રે (૨)
કૈવલ્ય સુખ કહ્યુ નવ જાય—વહાલોજી૦
ભાવટ ભાંગી ભૂધરવરને ભેટતાં રે (૨)
સબળ મળી છે સ્વામી કેરી સહાય—વહાલોજી૦

૯૬

રામબાણ વાગ્યાં હોય તે જાણે
ઓલ્યા મૂરખ મનમાં શું આણે. (ટેક)
ધ્રુવને લાગ્યાં પ્રલ્હાદને લાગ્યાં, તો ઠરીને બેઠા ઠેકાણે (૨)
ગર્ભવાસમાં શુકદેવને વાગ્યાં(૨) એ તો વેદવચન પ્રમાણે—રામ૦
મોરધ્વજ રાજાનું મન હરી લેવા, હરિ આવ્યા જે ટાણે (૨)
લઇ કરવત મસ્તકપર મેલ્યુ (૨) પત્ની પુત્ર બેઉ તાણે—રામ૦
મીરાંબાઇ પર ક્રોધ કરીને, રાણોજી ખડ્ગજ તાણે (૨)
વિખના પ્યાલા ગિરધરલાલે આરોગ્યા(૨)એ તો અમૃતને ઠેકાણે-
નરસિંહ મેતાની હુંડી સ્વીકારી, ખેપ ભરી ખરે ટાણે (૨)
આગળ સંત અનેક ઓધાર્યા(૨) એવું ધનોભગતઉરઆણે—રામ૦

૯૭

રે સગપણ હરિવરનું સાચું (૨)
બીજું તો સર્વે ક્ષણભંગુર કાચું—રે સગપણ૦
હરિવિના બીજાને વરવુ (૨)
તજી ગજ ખર પર ચઢી ફરવું (૨)
એ જીવ્યાથી રૂડું છે મરવું—રે સગપણ૦
કે ફોકટ ફેરા શીદ ફરીયે (૨)
કે પરઘેર પાણી કાં ભરીયે (૨)

કે વરીયે તો નટવર વરીયે—રે સગપણ૦
કે ના ડરૂ લોકતણી લાજે (૨)
મારે શિર ગિરિધર વર ગાજે (૨)
આ દેહ ધર્યો નટવર કાજે—રે સગપણ૦
હવે મે તો પ્રીતલડી ટાળી (૨)
ભાગ્યું મિથ્યા સૌ ભાળી (૨)
કે વરવા જેવા મળ્યા વનમાળી—રે સગપણ૦
એવું જાણી મે સગપણ કીધું (૨)
મેણું મેં તો જગનું શિર લીધું (૨)
જેથી રે મારૂ કારજડું સીધ્યું—રે સગપણ૦

૯૮

વરીએ તો શામળીયો વરીએ રે ચતુરવર,
વરીએ તો શામળીયો વરીએ (૨)
સંસારીનું સગપણ કાચું (૨) પરણીને રંડાવું પાછું (૨)
હાં હાં રે એને ઘેર તે પાણી શીદ ભરીએ રે—ચતુર વર૦
સંસાર તો સર્વે જુઠો (૨) શું થાશે રૂઠો કે ત્રુઠો (૨)
હાં હાં રે એને તુચ્છ તે જાણીને ફરીએ રે—ચતુર વર૦
જેને પરણે દુઃખ જાય (૨) અખંડ હેવાતણ થાય (૨)
હાં રે તેની સાથે તે પ્રીત કરી રહીએ રે—ચતુર વર૦
સંસાર તો સરવે ખોટો (૨) પાણી માંહેનો પરપોટો (૨)
હાં હાં રે એ તો ફુટી જાશે નાનો મોટો રે—ચતુર વર૦
દયા પ્રીતમ કેરો વહાલો નાગર નંદ લાલો,
હાં હાં રે તેહનો સાહ્યો કરીને મહાલો રે—ચતુર વર૦

૯૯

વરીએ શામળીયા વરની સાથે—હાં હાં વરીએ૦
ના ના નેડલો કરીએ કોઇ સાચાની સંગાથે—
હંસલો ને બગલો બેઉ જનમ સંગાથી રે, બેઉ ચાલ્યા એક વાટે
હંસલાને જોઈએ રૂડા મોતીડાંનો ચારો
ઓલ્યો બગલો મોહ્યો તેની સાથે ના ના—વરીએ૦
ચોર ને શાહુકાર બેઉ જનમસંગાથી રે, બેઉ ચાલ્યા એકસાથે;
સાંજ પડીને શાહુકાર સૂઇ રહ્યા
એનાં ધનડાં ચોરાણાં તેની સાથે ના ના—વરીએ૦
સત્સંગવિના ધ્યાન સુધરે નહિ ને રે, તાળી પડે નહિ એક હાથે
બોલ્યા રવિદાસ ગુરુ ભાણ પ્રતાપે રે
એ તો સતવચન આવે સાથે—ના ના—વરીએ૦

૧૦૦

મારે વર તો વિઠ્ઠલને વરવું છે રે, હાં હાં રે મારે વર તો૦—
બીજાને મારે શુ કરવું છે—વર તો૦—
નંદના કુંવર સાથે નેડલો બંધાણો રે હાં (૨)
મારે ધ્યાન ધણીનું ધરવું છે રે, હાં હાં રે મારે ધ્યાન૦ બીજાને૦
અવર પુરુષની મારે આશ ન કરવી રે હાં (૨)
મારે છેડલો ઝાલીને ફરવું છે રે, હાં હાં રે મારે છેડલો૦ બીજાને૦
સંસારસાગરમાં મોહજળ ભરીઓ રે હાં (૨)
મારે તારે ભરોંસે તરવું છે રે, હાં હાં રે મારે તારે૦ બીજાને૦
બાઇ મીરાં કહે છે પ્રભુ ગિરધરના ગુણ હાં (૨)
મારે રાસમંડળમાં રમવું છે રે, હાં હાં રે મારે રાસ—બીજાને૦

૧૦૧

ઘેલાં અમે ભલે થયાં રે, બાઇ મારે ઘેલામાં ગુણ લાધ્યું.
આટલા દિવસ હરિ જાણ્યા વિનાનું, મન માયામાં બાંધ્યું;
ભવસાગરમાં ભૂલાં પડયાં ત્યારે મારગ મળીયા સાધુ—ઘે૦
ઘેલાં તો અમે હરિનાં ઘેલાં નિર્ગુણ કીધાં નાથે;
પૂરવ જનમની પ્રીત હતી ત્યારે હરિયે ઝાલ્યાં હાથે—ઘે૦
ઘેલાંની વાતો ઘેલાં જાણે, ને દુર્જનીયાં શું જાણે,
જે રસ તો દેવતાને દુર્લભ, તે રસ ઘેલાં માણે—ઘે૦
ઘેલાં મટીને અમે ડાહ્યાં ન થઇએ, ને સંતનાં શરણાં લીધાં;
બાઈ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ, કારજ સઘળાં સીધ્યાં—ઘે૦

૧૦૨

વહાલા લાગો છો વિશ્વાધાર રે, સગપણ તમ સાથે;
મેં તો સર્વે મેલ્યો સંસાર રે, સગપણ તમ સાથે.
મારા મનમાં આવી વશ્યા છો શ્યામ રે, સગપણ તમ સાથે;
તમ સારૂ તજ્યું ધન ધામ રે, સગપણ તમ સાથે.
મારૂં મનડું લોભાણું તમ પાસ રે, સગપણ તમ સાથે;
મુને નથી બીજાની આશ રે, સગપણ તમ સાથે.
મારે માથે ધણી છો તમે એક રે, સગપણ તમ સાથે;
મારી અખંડ નિભાવજો ટેક રે, સગપણ તમ સાથે.
મેં તો દેહ ધર્યો છે તમ કાજ રે, સગપણ તમ સાથે;
તમને જોઇ મોહી છું વ્રજરાજ રે, સગપણ તમ સાથે.
હું તો હેતે વેચાણી તમ હાથ રે, સગપણ તમ સાથે;
બ્રહ્માનંદના વહાલા વ્રજનાથ રે, સગપણ તમ સાથે,

૧૦૩

મારે આવ્યો અલૌકિક દાવ રે, કોઇ મને શું કરશે;
માથા સાટે વર્યા મેં તો માવ રે,કોઈ મને શું કરશે.
હવે બળે છે જગમાં બાયલા રે, કોઇ મને શું કરશે;
મેં તો ભેટયા છે ભૂધર રાય રે, કોઇ મને શું કરશે.
અતિ આનંદ થયો છે મારે અંગ રે,કોઈ મને શું કરશે;
લાગ્યો રસીયાજીનો રંગ રે, કોઇ મને શું કરશે.
થઇ જગમાં અલૌકિક જીત રે, કોઇ મને શું કરશે;
લાગી પૂરણ સલુણા સાથે પ્રીત રે, કોઇ મને શું કરશે.
મારે વહાલે દીધું છે મને માન રે, કોઈ મને શું કરશે;
મને કીધી સૌભાગણ કહાન રે, કોઇ મને શું કરશે.
હવે થયો સંસારીડો ઝેર રે, કોઇ મને શું કરશે;
બ્રહ્માનંદને વહાલે કીધી મહેર રે, કોઇ મને શું કરશે.

૧૦૪

બાળી કાઢી જગતની બીક રે, વરી હું તો વનમાળી.
મેં તો સમજી વિચારી કીધું ઠીક રે—વરી૦
તુચ્છ જાણીને સર્વે કીધું ત્યાગ રે—વરી૦
મોહી રસિક સલુણાની રાગ રે—વરી૦
મને ચટકી લાગી છે ચિત્ત માંય રે—વરી૦
બીજું વ્હાલા વિના ન સોહાય રે—વરી૦
મને કાંઇ ન સૂઝે કામ રે—વરી૦
થયું હરિવિના સરવે હરામ રે—વરી૦
હવે નિશંક થઇ છું નચિંત રે—વરી૦
થઇ જગમાં અલૌકિક જીત રે—વરી૦

સમજી કીધું છે તન કુરબાન રે—વરી૦
બ્રહ્માનંદના વાલાથી બાંધ્યા પ્રાણ રે—વરી૦

૧૦૫

લેહ લાગી મને લેહ લાગી, રામ સીતાપતિ તમારી લેહ લાગી;
પ્રભુ તમને ભજ્યાથી મારી ભીડ ભાંગી—રામ સીતા૦
ધ્રુવને લાગી પ્રલ્હાદને લાગી (૨)
મહેતા નરસૈયાની ભીડ ભાંગી—રામ સીતા૦
અજ્ઞાનની કોટડીમાં ઉંઘ ઘણી આવે (૨)
જ્ઞાનીને શબ્દે હું જાગી—રામ સીતા૦
રમણ રેતીમાં વહાલે રાસ રચ્યો છે (૨)
ગોપીઓની સંગે હું મહાલી—રામ સીતા૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરધર નાગર (૨)
સત્સંગની મને લેહ લાગી—રામ સીતા૦

૧૦૬

લેહ લાગી મુને તારી, મોહનજી, લેહ લાગી મુને તારી.
કામજ મૂક્યું ને ધામજ મૂક્યું (૨)
મનમાં ચાહું છુ મુરારિ—મોહનજી૦
ખભે છે કામળી ને હાથમાં છે વાંસળી (૨)
ગોકુળમાં ગાયો ચારી—મોહનજી૦
સોળ સહસ્ત્ર ગોપીઓને તમેજ વરીયા (૨)
તોય તમે બાળ બ્રહ્મચારી—મોહનજી૦
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધર નાગર (૨)
ચરણ કમળ બલિહારી—મોહનજી૦

૧૦૭

રસ અગમ અપાર, સુરનર પાર ન પામે મન વાણીવડે.
મારા વહાલાજી, જોગેશ્વર જોતાં તે કોઇને નહિ જડે.
રસ પ્રેમીજન હોય તે પાસે, જેમ જળ આવે નીચે ઠામે;
આ જગત ચઢયું છે અવળે વામે—રસ૦
રસ દેવકીને ઉદરે ઉદય થયો, રસ રેડયો તે ગોકુળમાં ગયો;
રસ વ્રજમાં જયજયકાર થયો—રસ૦
રસ વ્યાસજીના કુંવરે ભાખ્યો,રસ ઉત્તરાસુત પરિક્ષિતે ચાખ્યો;
રસ બ્રહ્મસુતાએ ઉરપર રાખ્યો—રસ૦
રસ પ્રલ્હાદે પ્રેમે પીધો, રસ પીને ધ્રુવે અવિચળ કીધો;
રસ વ્રજ વનિતાએ વહેંચી લીધો—રસ૦
રસ પીને મીરાં મુક્ત થઇ, રસ પીધો ગૌતમની નારી;
રસ કર્મ સંજોગે કુબજા પામી—રસ૦
રસ નરસિંહ મહેતાએ નિશ્ચય લીધો,રસ કમળાને કાજે કીધો;
રસ જનકસુતાએ પાઇને પીધો—રસ૦
રસ જયદેવ શુકદેવે જાણ્યો, રસ પદ્માવતીએ પરમાણ્યો;
રસ દ્રુપદસુતાએ સભામાં આણ્યો—રસ૦
રસ અજર અમર રે એવો છે, રસ માનવીઓને મેવો છે;
રસ સૌને પીવા જેવો છે—રસ૦
રસ પીજો પીધાને ટાણે, પછી નહિ મળે ખરચે નાણે;
રસ દુરિજન હોય તે શું જાણે—રસ૦
રસ રસીઆ રસ રાખો જારી, રસ પીજો રસના અધિકારી;
પ્રીતમના સ્વામીની પ્રીત ન્યારી—રસ૦

૧૦૮

રોમે રોમે ચઢે, રામરસ રોમે રોમે ચઢે (ટેક)
પીતાં પૂરણ અનુભવ પ્રગટે, અનંત નેત્ર ઉઘડે (૨)
દ્વાદશ અંગુલ ભરી પીએ, તો નવી સૃષ્ટિ તે જડે—રામ૦
શોધે તેને સ્વરૂપ દરશે, પાછો ભવ ના પડે (૨)
આપે નિર્ભય સઘળે વર્તે, જો જીહ્વાએ અડે—રામ૦
અજર ખુમારી અદ્‌ભુત ભારી, બ્રહ્મવિષે જઇ ભડે (૨)
પિંડ બ્રહ્માંડની પાર રહ્યા, તે હંસ થઈ નીવડે—રામ૦
મરજીવા તે મહારસ માણે, તેથી નહિ કોઇ બડે (૨)
જન છોટમ એવા જન મળતાં, ભાગ્ય ભલાં ઉઘડે—રામ૦

૧૦૯

ગુરુ મારે અગમ તિરથપર જાના, હોજી;
સત્ય નામ ચડવેકી સીડી (૨)
નહિ પોથી નહિ પાના, ભાઇ નહિ પોથી૦—ગુરુ મારે૦
નેન કમલમેં નિરખી લ્યોને,
સુરત નુરત નિશાના, ભાઇ સુરત નુરત૦—હોજી;
આ ઘટમાં ઘડીઆળાં વાગે (૨)
જુઓ પુરુષ આ ક્યાંના ? ભાઇ જુઓ પુરુષ૦—ગુરુ મારે૦
મન મેરા નહીં માલા ફેરે
નહિ ધૂપ નહિ ધ્યાના, ભાઇ નહિ ધૂપ૦—હોજી;
એસા હય કોઇ ખેલ અગમકા (૨)
ભટકીને ભરમાણા, ભાઈ ભટકીને૦—ગુરુ મારે૦
સાવ સફેદી વસ્તર પહેરે,
એસા ઉનકા વાના, ભાઈ એસા ઉનકા૦—હોજી;

દાસ અરજણ જીવનકે શરણે (૨)
જોગી પુરુષ છે ત્યાંના, ભાઈ જોગી પુરુષ૦—ગુરુ મારે૦

૧૧૦

ગુરુ મારે નજરે મોતી આયા હોજી (૨)
મેં તો ભેદ ભરમકા પાયા—ગુરુ મારે૦
દોઉ વચનકા જાપ અજપા,
ત્રિકુટી તકીયા ઠેરાયા, ભાઇ ત્રિકુટી તકીયા૦—હોજી;
ચઢી સુરતા સમાગમ કીધો ત્યારે (૨)
સુખમય સેજ બિછાયા, ભાઈ સુખમય૦—ગુરુ મારે૦
મોતી મણિમેં મણિ મોતીમેં,
જ્યોતમેં જ્યોત મિલાયા, ભાઈ જ્યોતમેં૦—હોજી;
એસા હય કોઈ ખેલ અગમકા (૨)
દિલ ખોજે દરશાયા, ભાઇ દિલ ખોજે૦—ગુરુ મારે૦
અધર તખતથી મોતી ઉતર્યાં,
શુન્ય ઘર આય ઠરાયા, ભાઈ શુન્ય ઘર૦—હોજી,
વાકા ભેદ કોઈ વિરલા જાણે (૨)
ગુરુગમસે બતલાયા, ભાઇ ગુરુગમસે—ગુરુ મારે૦
ઉંચ નીચ અંતર નહિ ઉનકું,
હરખ નિરખ ગુન ગાયા, ભાઇ હરખ નિરખ૦—હોજી;
દાસ અરજણ જીવનકે ચરણે (૨)
નિરાધાર દરશાયા, ભાઇ નિરાધાર૦—ગુરુ મારે૦

૧૧૧

એ કહેતા જાજો, એ મારા મહીયરની વાત સદ્‌ગુરુ કહેતા જાજો (ટેક)
મારા મહિયરના સાધુડાને જોઇએ તુળસીની માળા (૨)

તિલક છાપ તુળસીની માળા (૨) સોહીએ અમરાપુરવાળા—સ૦
ભવસાગરમાં ભય ઘણેરો નથી ઉતર્યાનો આરો (૨)
મારા ગુરુને એમ જઇ કહેજો (૨) આણાં મોકલજો ને વહેલાં—સ૦
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ હરિચરણે ચિત્ત રાખો (૨)
સંત શબ્દને ઓળખીને (૨) પ્રભુપ્રેમરસ તમે ચાખો—સ૦

૧૧૨

અનુભવીને એકલું, આનંદમાં રહેવું રે;
ભજવા પરિબ્રહ્મને, બીજું કાંઇ ન કહેવું રે. (ટેક)
એકજ જાણી આત્મા, કોઇને દુઃખ ન દેવું રે (૨)
સુખદુઃખ આવે સહેજમાં, તે તો સહીને રહેવું રે—અનુ૦
ઉર્મીને બીજી ઇક્ષણાથી, અળગું રહેવું રે (૨)
સમદૃષ્ટિ સમતાને ગ્રહી, આપ ખોવું રે—અનુ૦
આદિ અંત મધ્ય, એક અદ્વૈત ભાસ્યું રે (૨)
આતમના ઉદય થકી અજ્ઞાન નાસ્યું રે—અનુ૦
વેદ જોયા પુરાણ જોયાં, સરવે તપાસી (૨)
રામના નામથી કોઇ ન મોટું, સંત ઉપાસી—અનુ૦
સદ્‌ગુરુને સેવતાં મારૂં, મનડું મોહ્યું રે (૨)
કૃષ્ણ કહે મહાપદમાં, એક ચિત્ત પ્રોયું રે—અનુ૦

૧૧૩

સુરતા લાગી રે જેની, ભ્રમણાઓ ભાંગી જેને, સુરતા રે લાગી.
સુરતા લાગી રે એક, સંત પ્રલ્હાદને (૨)
તાતનો ત્રાસ જેણે, હૃદયે નવ ધરીયો—જેને૦
નટડે રે ખેલ રચ્યો રે, ચોગાનમાં (૨)
દોર વિનાનું બીજું, અવર નવ દેખે—જેને૦

પતંગને દીપક સાથે, સ્નેહ બંધાણો (૨)
તન મન અરપી જેણે, દેહ દમી છે—જેને૦
મચ્છને જળની સાથે, પ્રીત બંધાણી (૨)
મરતાં લગી રે તેની, ઇચ્છા નવ ત્યાગી—જેને૦
મરજીવા સંત જેણે, મન વશ કીધાં (૨)
પેસી સાગરમાં મોતી, વીણીને લીધાં—જેને૦
ભક્તિનો મારગ એવો રે કહે છે (૨)
પ્રીતમનો સ્વામી' તેના, રૂદીયામાં રહે છે—જેને૦

૧૧૪

હરિમહિમા મોટા જન જાણે, સનકાદિક શુકદેવ જોને;
અજતનયા ઉમાપતિ વંદે, કરે કમળા પદ સેવ જોને.
વેદ વિરંચિ વ્યાસ વખાણે, અપાર લીલા એની જોને;
નાથવિના બીજો નહિ બળિયો, જોયું ચિત્તમાં ચેતી જોને.
માટે મારૂં મનડું મોહ્યું, રસીક વરને રંગે જોને;
સદા સરવદા સુખમાં ઝીલુ, સુંદર વરને સંગે જોને.
અમૃતકેરા સાગર માંહે, મગ્ન થયુ મન મીન જોને;
એક નિમિષ ન્યારૂં નવ થાયે, રહ્યું તે રસમાં લીન જોને.
અગરચંદનના વનમાં જઇને, ભોગી ભમરો બેઠો જોને;
ઉઠી એ અળગો નવ થાયે, સ્વાદ સુખમાં પેઠો જોને.
કમળનેનની સુંદર શોભા, નિરખું નિત્યે નિત્ય જોને;
પ્રીતમના સ્વામીની સાથે, બાંધી પૂરણ પ્રીત જોને.

૧૧૫

ઓધવ કયારે આવશે વનમાળી રે;
થઇએ સુખીયા મોહન મુખ ભાળી—ઓધવ૦

ક્યારે મુજને સંભારે છે કહાન રે, નિજ માતાને કરુણાનિધાન રે;
અમને આઠે પહોર એનું ધ્યાન—ઓધવ૦
ક્યારે કહે છે ગોવાળની વાત રે, જ્યારે ભેળા બેસે બેઉ ભ્રાત રે;
અમને મળશે કે દિ સાક્ષાત—ઓધવ૦
ગોપી ગોપને જમુનાનું વારિ રે, ગાયો ગોવર્ધન સુખકારી રે;
કે દિ રીઝે છે વ્રજને સંભારી—ઓધવ૦
મુક્તાનંદના શ્યામને કાજ રે, પુછે ઓધવને વ્રજનાર રે;
અતિ દુઃખીઓ છે વ્રજનો સમાજ—ઓધવ૦

૧૧૬

જોને આ પ્રાણઆધાર, આવે છે સખી, જોને આ પ્રાણઆધાર (૨)
શિવ બ્રહ્મા જેનાં દર્શન ઇચ્છે (૨) આવે તે ચાલી મમદ્વાર-આવે૦
નેતિ નેતિ જેને નિગમ પોકારે (૨) ઉપનિષદનો સાર—આવે૦
સર્વમાં વ્યાપક સર્વથી ન્યારા (૨) અખિલ ભુવન આધાર—આવે૦
જેના સારૂ જોગી જોગને સાધે (૨) કરી કેવળફળઆહાર-આવે૦
કાળ માયા જેનાં પ્રેર્યાં કરે છે (૨) સૃષ્ટિપાલનસંહાર-આવે૦
તપતીરથ વ્રત કોટિ જગનથી (૨) દુર્લભ જેના દેદાર-આવે૦
ધન્યધન્યભાગ્યજઆપણાં સજની (૨) મળીઆ સકળશિરતાજ આ.
સર્વોપરિ શુભ સ્વામીને પામી (૨) ખામી ન રહી લગાર-આવે૦
વાસ કર્યો મમ મંદિર વહાલે (૨) આણીને પ્રેમ અપાર-આવે૦

૧૧૭

રામસભામાં અમે, રમવાને ગ્યાતા (૨)
પસલી ભરીને રસ પીધો, હરિનો રસ પૂરણ પાયો. (ટેક)
પહેલો પીયાલો મારા, સદ્‌ગુરુએ પાયો (૨)
બીજે પીયાલે થઈ છું ઘેલી—હરિનો રસ૦

પતંગને દીપક સાથે, સ્નેહ બધાણો (૨)
તન મન અરપી જેણે, દેહ દમી છે—જેને૦
મચ્છને જળની સાથે, પ્રીત બંધાણી (૨)
મરતાં લગી રે તેની, ઇચ્છા નવ ત્યાગી—જેને૦
મરજીવા સંત જેણે, મન વશ કીધાં (૨)
પેસી સાગરમાં મોતી, વીણીને લીધાં—જેને૦
ભક્તિનો મારગ એવો રે કહે છે (૨)
પ્રીતમનો સ્વામી તેના, રૂદીયામાં રહે છે—જેને૦

૧૧૪

હરિમહિમા મોટા જન જાણે, સનકાદિક શુકદેવ જોને;
અજતનયા ઉમાપતિ વંદે, કરે કમળા પદ સેવ જોને.
વેદ વિરંચિ વ્યાસ વખાણે, અપાર લીલા એની જોને;
નાથવિના બીજો નહિ બળિયો, જોયું ચિત્તમાં ચેતી જોને.
માટે મારૂં મનડું મોહ્યું, રસીક વરને રંગે જોને;
સદા સરવદા સુખમાં ઝીલું, સુંદર વરને સંગે જોને.
અમૃતકેરા સાગર માંહે, મગ્ન થયું મન મીન જોને;
એક નિમિષ ન્યારૂં નવ થાયે, રહ્યું તે રસમાં લીન જોને.
અગરચંદનના વનમાં જઇને, ભોગી ભમરો બેઠો જોને;
ઉઠી એ અળગો નવ થાયે, સ્વાદ સુખમાં પેઠો જોને.
કમળનેનની સુંદર શોભા, નિરખું નિત્યે નિત્ય જોને;
પ્રીતમના સ્વામીની સાથે, બાંધી પૂરણ પ્રીત જોને.

૧૧૫

ઓધવ કયારે આવશે વનમાળી રે;
થઇએ સુખીયા મોહન મુખ ભાળી—ઓધવ૦

એકાદશી વ્રત કોણ કરે, હું તો ત્રણે ટાણાં ખાઉં (૨)
બાઇ મીરાં કહે, પ્રભુ ગિરધરના ગુણ (૨)
હેતે હરિરસ પાઉં, અરે હુ તો હેતે૦--મારા૦

૧૧૯

ભજન ધુન ખૂબ લગી હોજી રે,
પરમ ગુરુ હરિ મારા રૂદીયામાંહી રે;
બોલો ગોવિંદા ધુન ખુબ લગીહોજી રે,
પરમ ગુરુ હરિ મારા રૂદીયામાંહી રે જી;
લગી લગી સબ કોઇ કહેવે, લગી કીસીકું નહિ રે જી,
સંતપુરુષકું એસી લગી રે ભાઇ (૨)
તનકી શુદ્ધ બિસરાઈ—પરમ ગુરુ હરિ મારા૦
ધ્રુવકું લાગી, પ્રલ્હાદકુ લાગી, લગી અધમ ગુણકાઈ રે જી;
બાઇ મીરાંકુ એસી લગી રે ભાઇ (૨)
છોડયા રાજપાટ સુખદાઇ—પરમગુરુ હરિ મારા૦
રામકુ લાગી, લક્ષ્મણકું લાગી, લાગી સીતા માઇ રે જી;
હનુમાન જતિકું એસી લગી રે ભાઇ (૨)
કુદ પડે જલમાંહી—પરમ ગુરુ હરિ મારા૦
જતિકું લાગી, સતીકું લાગી, લાગી સહસ્ર અઠયાસી રે જી;
વ્રજવનિતાકું એસી લગી રે ભાઈ (૨)
તનકી શુદ્ધ બુધ નાંહી—પરમ ગુરુ હરિ મારા૦
ભૂપ ભરથરીકું, એસી લગી,છોડયા રાજપાટ સુખદાઈ રે જી;
સોળસેં તજી રાજા ગોપીચ દે રે ભાઈ (૨)
વૈરાગ્યને જાઉં વારી—પરમ ગુરુ હરિ મારા૦

ત્રીજો પ્યાલો મારી, રોમે રોમે વ્યાપ્યો (૨)
ચોથે પીયાલે થઈ છું ઘેલી—હરિનો રસ૦
રસ બસ થઇ છું રંગ, રસીયાની સાથે (૨)
વાત ન સુઝે બીજી વાટે—હરિનો રસ૦
મોટા જોગેશ્વર જેને, સ્વપ્ને ન આવે (૨)
તે મારા મંદિરિયામાં મહાલે—હરિનો રસ૦
અખંડ હેવાતણ મારા, સદ્‌ગુરુએ દીધાં (૨)
અખંડ સૌભાગી અમને કીધાં-હરિનો રસ૦
ભલે મળ્યા રે મહેતા, નરસૈના સ્વામી;
દાસી પરમ સુખ પામી—હરિનો રસ૦

૧૧૮

મારા નાથના નેણા ઉપર રે, હું તો ઘડીએ ગોરી જાઉં;
ઘડીએ ગોરી જાઉં, વાલીડા, હું ઘડીએ ગોરી જાઉં;
અરે હું તો ઘડીએ ગોરી જાઉં--મારા૦
પ્રભુજી મુંને કંઠે વળગ્યા, પળ કોરે ન થાઉં (૨)
શામળા સાથે સ્નેહ બંધાણો (૨)
હેતે હરિ ગુણ ગાઉં—અરે હું તો હેતે૦—મારા૦
કામકાજ મુંને કાંઇ ન સુઝે, ને ઘરમાં ઘેલી થાઉં (૨)
સંત સમાગમ જ્યાં હોય ત્યાં (૨)
હરખે દોડી જાઉં અરે હું તો હરખે૦--મારા૦
ગંગા રે જમુના ઘરને આંગણે, તીરથ ક્યાં જાઉં (૨)
અડસઠ તીરથ સંતને ચરણે (૨)
નિત્ય ત્રિવેણીમાં ન્હાઉં-અરે હું તો નિત્ય૦--મારા૦

એકાદશી વ્રત કોણ કરે, હુ તો ત્રણે ટાણાં ખાઉં (૨)
બાઇ મીરાં કહે, પ્રભુ ગિરધરના ગુણ (૨)
હેતે હરિરસ પાઉ, અરે હુ તો હેતે૦--મારા૦

૧૧૯

ભજન ધુન ખૂબ લગી હોજી રે,
પરમ ગુરુ હરિ મારા રૂદીયાસાંહી રે;
બોલો ગોવિંદા ધુન ખુબ લગીહોજી રે,
પરમ ગુરુ હરિ મારા રૂદીયામાંહી રે જી;
લગી લગી સબ કોઇ કહેવે, લગી કીસીકું નહિ રે જી,
સંતપુરુષકું એસી લગી રે ભાઇ (૨)
તનકી શુદ્ધ બિસરાઈ—પરમ ગુરુ હરિ મારા૦
ધ્રુવકું લાગી, પ્રલ્હાદકું લાગી, લગી અધમ ગુણકાઈ રે જી;
બાઇ મીરાંકું એસી લગી રે ભાઇ (૨)
છોડયા રાજપાટ સુખદાઇ—પરમગુરુ હરિ મારા૦
રામકુ લાગી, લક્ષ્મણકું લાગી, લાગી સીતા માઇ રે જી;
હનુમાન જતિકું એસી લગી રે ભાઇ (૨)
કુદ પડે જલમાંહી—પરમ ગુરુ હરિ મારા૦
જતિકું લાગી, સતીકું લાગી, લાગી સહસ્ર અઠયાસી રે જી;
વ્રજવનિતાકુ એસી લગી રે ભાઈ (૨)
તનકી શુદ્ધ બુધ નાંહી—પરમ ગુરુ હરિ મારા૦
ભૂપ ભરથરીકું, એસી લગી,છોડયા રાજપાટ સુખદાઈ રે જી;
સોળસેં તજી રાજા ગોપીચદે રે ભાઈ (૨)
વૈરાગ્યને જાઉં વારી—પરમ ગુરુ હરિ મારા૦

ધનો, પીપો, રોહીદાસ, કુબો, લગી સેનવા નાઈ રે જી;
દાસ જીવણ સંતો ભીમકે ચરણે (૨)
આપે મળ્યા ગોસાંઈ—પરમ ગુરુ હરિ મારા૦

૧૨૦

અખંડ વરને વરી, સાહેલી, હું તો, અખંડ વરને વરી (ટેક)
ભવસાગરમાં મહા દુઃખ પામી, લક્ષ ચોરાશી ફરી--સાહેલી૦
સંસાર સર્વ ભયંકર કાળો, તે દેખી થરથરી--સાહેલી૦
કુટુંબ સહોદર સ્વાર્થી સરવે, પ્રપંચથી પરહરી--સાહેલી૦
જનમ ધરીને મહા દુઃખ પામી, ઘરનો તે ધંધો કરી--સાહેલી૦
સત્સંગતમાં મહાસુખ પામી, બેઠી ઠેકાણે ઠરી--સાહેલી૦
સદ્ગુરુની પૂરણ કૃપાથી, ભવસાગર હું તરી--સાહેલી૦
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ,સંતોના ચરણમાં પડી-સા૦

૧૨૧

એવોઅખંડઅમરવરહુંવરી,ફરી, પડવો નહી ભવફંદ--અમર૦
જેનું રૂપ સ્વરૂપ સોહામણું,ઘણો અખિલ લોકનો આનંદ-અમર૦
જેને વરવા તીરથ તપ આચરે,ધરે ધ્યાનતે જોગ વૈરાગ્ય--અમર૦
કરે કાશી કેદાર હિમાળે ગળે, તજે રાજ સર્વ સુખત્યાગ—અમર૦
વરતી ત્રણ લોકમાં કોઇક આચરે,એવા શૂરવીર દૃઢ ધીર-અમર૦
ભૂમિ ગૌપદ ગગનગું જામણી,સાતસાગર અંજલિનુંનીર--અમર૦
ખેલી ખેલ બતાવે બહુ ભાતના,કાઢીનશકેસતીકરેવેશ--અમર૦
સતી સ્વાંગ ધરે તે નિશ્ચે બળે, કરે પાવક માંહી પ્રવેશ--અમર૦
પ્રેમે પામી પતિ પરમાત્મા, રહી રૂપમાં એકરસ લીન--અમર૦
સ્વામી પ્રીતમનોરે શોભાભર્યો,સિંધુઅમૃતમાંમનમીન--અમર૦

૧૨૨

રામ અમલ રંગ રાતે સાધુ, રામ અમલ રંગ રાતે રે;
અનંત કલ્પ બીતે એહી પીતે, અજહુ નાહિ ધરાતે રે—રામ૦
પ્રથમ બીજ બદ્રિપતિ બોયો, નારદકે ઉરમાંહી રે,
નારદ લે દશ દિશ હી વેર્યો, ચૌદ લોકકે માંહી રે—રામ૦
નારદ પાસ વ્યાસ મુનિ લેકે, શુક જોગીકું પાયો રે;
સો શુક અનંત કોટિ વૈષ્ણવકું, સબકું રંગ ચઢાયો રે—રામ૦
સો શુક તે લે સૂત પુરાણી, પીના ખૂબ અધ્યાસી રે;
નિશદિન એહી અમલકે છાકે,ધુમત સહસ્ર અઠયાસી રે—રામ૦
શેષ સહસ્રમુખ શિવસનકાદિક, પીવત પાત ન થાકે રે;
બ્રહ્માનંદ કહે વ્રજવાસી, એહી અમલમેં છાકે રે—રામ૦

૧૨૩

ક્યા બોલે ? અબ ક્યા બોલે ? મન મગન ભયા અબ ક્યા બોલે? (૨)
તેરા સાહેબ હૈ તુજ ભીતર (૨) બાહેર નેનાં ક્યા ખોલે—મન૦
સુષુમ્ણા નાડી અમીરસ લાવે (૨)પ્યાલા ભર ભર અણતોલે—મન૦
હંસે પાયા માન સરોવર (૨) દુજી જગ્યા પર બગ ડોલે—મન૦
કહત કબીરા સુનો ભાઇ સાધુ (૨) સત્ગુરુ પાયા અણમોલે—મન૦

૧૨૪

જે કોઇ પિયે પ્રેમકા પ્યાલા, સોઇ નર મસ્ત ભયા મતવાલા (૨)
છકયા બકે નહિ અલપલ વાણી, અંતર ભયા ઉજીયાલા રે (૨)
એ મસ્તાના દરશ દીવાના (૨) રામ નામ ખુશીયાલા રે—જે કોઇ૦
દાના બોત દરદ નહિ દીલમેં, હરદમ રહે હોંશીયાલા (૨)
રોમ રોમ સાહેબસે રાજી (૨) જ્ઞાની કે ધરવાલા—જે કોઇ૦
મનકું મારી ચઢી ખુમારી, ખૂબ ખોજીયા ખ્યાલા રે (૨)

સુન ધુન સુરત નુરતસે ચઢીયા (૨) નિરખ્યા દીનદયાળા—જે કોઇ૦
આશક ઈશક ઉસીસું રહેવે, છુટયા જગ જંજાળા રે (૨)
ઓઈ હરિદાસ અજરાયલ જરીઆ(૨) નિરલે હુવા નિહાલા-જે કોઇ

૧૨૫

મુખડાની માયા લાગી રે, મોહન તારા—ટેક
મુખડું મેં જોયું તારૂં, સરવે જુગ થયું ખારૂં (૨)
મન મારૂં રહ્યું ન્યારૂં રે—મોહન તારા૦
સંસારીનું સુખ એવું, ઝાંઝવાના નીર જેવું (૨)
તેને તુચ્છ કરી દેવું રે—મોહન તારા૦
સંસારીનું સુખ કાચું, પરણી રંડાવું પાછું (૨)
તેના ઘરે શીદ રાચું રે—મોહન તારા૦
પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો (૨)
રાંડવાનો ભય નિવાર્યો રે—મોહન તારા૦
વ્હાલા મારા વ્રજવાસી, દર્શન દોને અવિનાશી (૨)
પ્યાસી છું હું દીન દાસી રે—મોહન તારા૦
બાઇ મીરાં બલિહારી, આશા મુને એક તારી (૨)
લોકલાજ દીધી બારી રે—મોહન તારા૦

૧૨૬

આજ ગગનમંડળમાં, લહેર લાગી,ઝ ર ર ર ર ર અમી ઝરે (૨)
ઝીણેઝીણે મોતીડે અમૃતવરસે(૨)ધ્યાન અખંડિત ઇયાં ધરે રે-આ૦
દ્વાદશ અગ્નિ ફેરવી આપી, બીજરૂપી નહિ બળે (૨)
લાગી લુમ ગગનસે ગરજે(૨)સોઇ સાધુડાં સુફળ ફળે રે—આજ૦
પૂર્વી ગંગા પશ્ચિમ પ્રકાશા,ચંદા સુરજ દોઈ દીપક ઝરે(૨)

તપીયો બેઠો તપ કરવાને(૨)ભ્રમર ગુફામાં ભજન કરે રે—આજ૦
ત્રિકુટી મહેલપર કરલે તકીયા, સુક્ષમણા સાધે તારો અર્થ સરે(૨)
પારસમણીનું એહી પારખુ (૨)લોઢાને લઇને કંચન કરે રે-આજ૦
મરજીવા કોઈ ચઢે મેદાને, વીણી વીણી મોતીડાં સોઈ વરે (૨)
કહેતકબીરા અંતર ધુનલાગી(૨)સોઇ સાધુડાં સુફળ ફળેરે-આ૦

૧૨૭

એવી મહાપદ કેરી વાત રે, સંત કોઈ જાણે રે;
જેને મળ્યા સદ્‌ગુરુ રે સુજાણ, સોઇ પીછાણે રે—એવી૦
દિન ઉગે ભૂલ્યો ભવન રે, પછી કેમ જડશે રે;
આડી રેન અંધારી રે રાત, ઘણાં રડવડશે રે—એવી૦
એવા તન મન ને વળી ધન રે, ગુરુજીને ધરીયે રે;
એવો અવર દુજો નહિ કોઇ, ફોગટ ફેરો ફરીયે રે—એવી૦
આવ્યો ભજન કરવાનો સમવાદ રે, ભજન કરી તરવું રે;
એવા કરજો સંતોના રૂડા સંગ, અસત્ય પરહરવું રે—એવી૦
એવા સંત સ્વરૂપી ઝાઝ રે, તેમાં કોઇ બેસે રે;
એવા તરી ઉતરે ભવપાર, ગેમલ એમ કહે છે રે—એવી૦

૧૨૮

મુંને લહેર રે લાગી હરિના નામની રે (૨)
હું તો ટળી રે સંસારીઆના કામની રે—મુંને લહેર રે૦
ચોટ લાગી ટાળી રે કોઇની નહિ ટળે રે (૨)
મર કોટી ભુવાને ભેળા કરે રે—મુંને લહેર રે૦
હું તો બાવરી ફરૂં છું મારા મદમાં રે (૨)
મારી સુરતી ગુરુજીના પદમાં રે—મુંને લહેર રે૦
મહામંત્ર સુણાવ્યો મારા કાનમાં રે (૨)

હું તો સમજી ગુરુજીની સાનમાં રે—મુને લહેર રે૦
મીરાંબાઈને ગુરુ રે મળ્યા વાટમાં રે (૨)
એણે છોડી દીધેલ રાજપાટશાં રે—મુંને લહેર રે૦

૧૨૯

ધન્ય આજની ઘડી રળીઆમણી રે (૨)
મારો વહાલો પધાર્યાની વધામણી હોજી રે—આજની૦
હું તો મોતીડાંના ચોક પુરાવતી રે (૨)
મારા વહાલીડાની આરતી ઉતારતી હોજી રે—આજની૦
અમે ગ્યાતા વાલમજીને વારણે રે (૨)
મહેતા નરસિંહનો સ્વામી ઉભો બારણે હોજી રે--આજની૦

૧૩૦

સખી આજ અમારે આંગણે, રમે ચૌદ ભુવનનો સ્વામી રે (૨)
જેણે ગોકુળમાં લીલા કરી, હું તો પૂરણ પદવી પામી રે(૨)--સ૦
જેને જોગી મુનિ જોતા ફરે, નાવે તપસી મુનિને ધ્યાને રે (૨)
તે તો ઘટ ઘટ પ્રગટ રમી રહ્યો,મહાવાક્ય કેરી સાને રે (૨)--સ૦
મેં તો ગોદાવરીમાં મંજન કર્યું, ને ત્રીવેણીમાં નાહી રે (૨)
સખી દાન ને પુન્ય અતિ કર્યાં,જ્યારે નિરખ્યા ત્રિભુવનરાઈ રે—સ૦
સખી ગોકુળ જોયું ને દ્વારકાં, જોયાં જગન્નાથને કાશી રે (૨)
સખી અજાણે બહુ આથડી,વસે પ્રીતમ મારી પાસે રે (૨)—સ૦
સખી કંઠે હીરો ને હાલું ગોતતી,મારા મનના મેરામણ મળીઆ રે
સખી ભાણ ચરણ રવિ બોલીયા,મારા ભવના ફેરા ટળીઆ રે-સ૦

૧૩૧

આજ ઓપી રહ્યું છે મારૂં આંગણું (૨)
વળી વૈકુંઠ થકી વિશેષ--પ્રકટ થયા નાથજી.

સર્વે ધામના ધામી પધારીયા (૨)
મારા સર્યાં છે અર્થ અનેક--પ્રકટ થયા નાથજી.
મારા વેરી હતા તે વહાલા થયા (૨)
વળી અભર ભરીઆ છે આજ- પ્રકટ થયા નાથજી.
મારો જન્મ સફળ કરી જાણીયો (૨)
વળી રહી છે લાખેણી મારી લાજ--પ્રકટ થયા નાથજી.
આજ ઉતાર્યું મેહેણું અનાથનું (૨)
કરી સનાથ મટાડી મારી શંક--પ્રકટ થયા નાથજી.
મારા દુઃખડાના દિવસ હવે દૂર પળીયા (૨)
મળ્યા નાથ થઇ છુ નીશંક--પ્રકટ થયા નાથજી.
હું તો મગન થઇ મળી માવને (૨)
વળી ટળ્યા છે તનડાના તાપ--પ્રકટ થયા નાથજી.
ભેટયા નિષ્કુળાનંદના નાથજી (૨)
તેણે સમીયા છે સરવે તાપ--પ્રકટ થયા નાથજી.

૧૩૨

હું તો પરણી મારા પ્રીતમની સંઘાત,વહાલમજી હું તો પરણી મારા
પ્રીતમની સંઘાત, બીજાનાં મીંઢળ નહિં રે બાંધું રે. ટેક
ચાર ચાર જુગની રાણા, ચોરીયો ચિત્રાવી રે હાં (૨)
વહાલમજી હું તો મંગળ વરતી છુ બે ને ચાર (૨)—બીજાનાં૦
ધઉં રે ચોખલીયા રાણા, જમવા નથી રે હાં (૨)
વહાલમજી અમે પ્રેમના ટુકડા માગી ખાઇશું રે (૨)—બીજાનાં૦
મોતીની રે માળા રાણા, કામ ન આવે રે હાં (૨)
વહાલમજી અમે તુળસીની માળા પહેરી રહીશું રે (૨)—બીજાનાં૦

હીરની રે સાડી રાણા, કામ ન આવે રે હાં (૨)
વહાલમજી અમે ભગવાં પહેરીને નીત્ય ફરશું રે (૨)—બીજાનાં૦
બાઇ મીરાં કહે છે પ્રભુ, ગીરધરના ગુણ હાં (૨)
વહાલમજી હું તો તમને ભજીને થઇ છું ન્યાલ (૨)—બીજાનાં૦

૧૩૩

જોઇ વિચારી હું વરી છું, હવે ડગે નહિ મન જોને;
શામળીયાજી સરવસ સોંપ્યું, તમને તન મન ધન જોને.
ત્રિભુવનવ્યાપક તેજ તમારૂ, નેહ નિરંતર કીધો જોને;
અંતરનો અહમેવ તજીને, પ્રેમસુધારસ પીધો જોને.
રસનો ચટકો રુદીએ લાગ્યો, તે ટાળ્યો કેમ ટળશે જોને;
જે સરિતા ચાલી સાગરમાં, તે પાછી કેમ પ્રરશે જોને.
એક પલક અળગા નવ મૂકું, હરિ હૈયાનો હાર જોને,
પ્રીતમનો સ્વામી શામળીઓ, પ્રાણતણો આધાર જોને.

૧૩૪

આનંદકારી અખંડ વિહારી, આદ્ય પુરુષ અવિનાશી જોને;
એક પલક અળગા નવ રહીએ, અમે તમારી દાસી જોને.
મારૂં મન માન્યું તમ સાથે, કોઇ કહીને શું કરશે જોને;
સિદ્ધ સતી ને શૂરવીર નર, તે પાછા કેમ પ્રરશે જોને.
થાકયાના વિસામા પ્રભુજી, નાઠાના મેવાસી જોને;
શિવવિરંચી સરખા સેવે, કમળા જેની દાસી જોને.
ત્રિવિધિ તાપે તપી રહ્યા તેને, ઠરવાનું ઠેકાણું જોને;
કામનીઓના કલ્પદ્રુમ છો, નિરધનીઆ ધન જાણું જોને.
શું કરશે સંસારી કહીને, તમ સંગાથે રાચું જોને;
પ્રીતમનો સ્વામી શામળીઓ, કામ નથી કાંઇ કાચું જોને.

૧૩૫

સૂતાં બેઠાં શામળીઆજી, તાન તમારી સાથે જોને;
બોલ્યું ન ગમે બીજા કોઈનું, નેહ વધાર્યો નાથે જોને.
દાતણ કરતાં દર્શન પામું, નહાતાં નજરે આવે જોને;
ભોજન વેળા ભેળા ભાળું, આનંદ ઉર ઉપજાવે જોને.
વસુધા ઉપર વ્યાપક દેખું, ગગને જોઉં તો ગાજે જોને,
દશે દિશા દીસે છે રમતા, સઘળે શ્યામ બિરાજે જોને.
સર્વ નિરંતર અંતરજામી, કોઈક ઉરમાં આણે જોને;
પ્રીતમના સ્વામીની સાથે, કોઇક માનુની માણે જોને.

૧૩૬

પાણીમેં મીન પીયાસી, મોય દેખત આવે હાંસી (૨)
આત્મજ્ઞાન વિના નર ભટકે, કોઈ મથુરાં કોઈ કાશી (૨)
જોગી હો કર બસે જંગલમે (૨) બન બન ફરે ઉદાસી—પા૦
કસ્તુરી મૃગનાભિ બસત હે, ઢુંઢત હે બન ધાસી (૨)
પોથી પઢ પઢ પંડિત મુવે (૨)તોયે ન મિલે અવિનાશી--પા૦
મસીત ચઢકર મુલ્લાં પોકારે, તોયે ન મિટે જમફાંસી રે (૨)
કહત કબીરા સુનો ભાઇ સાધો(૨)ગુરુ બિના ન ટળે ચોરાશી—પા૦

૧૩૭

અમે આવ્યાં તમારે આશરે અલબેલાજી (૨)
હવે શુ કરીએ જઇ સાસરે, અલબેલાજી (૨)—અમે આવ્યાં૦
મને ફેરાનું ફળ અહી મળ્યુ, અલબેલાજી (૨)
મારૂ મનગમતું મુજને મળ્યું, અલબેલાજી (૨) અમે આવ્યાં૦
આ હીરલો લાધ્યો મારા હાથમાં, અલબેલાજી (૨)
તમે સદાએ રહેજો સાથમાં, અલબેલાજી (૨) અમે આવ્યાં૦

વલ્લભના સ્વામી છો ધણી, અલબેલાજી (૨)
હું તો રંક દાસી છું તમતણી,અલબેલાજી (૨) અમે આ૦યાં૦

## શ્રીકૃષ્ણજન્મવિષે

૧૩૮

કાહે ન મંગલ ગાવે યશોદા મૈયા, કાહે ન મંગલ ગાવે. (ટેક)
પૂરણ બ્રહ્મ સકલ અવિનાશી (૨) સો તેરી ધેનુ ચરાવે—ય૦
કોટિ કોટિ બ્રહ્માંડ કે ભતા (૨) જપતપ ધ્યાને ન આવે,
ન જાનું યહ કોન પુન્ય હુય(૨) જશોમતી ગોદ ખેલાવે—યશોદા૦
શિવસનકાદિક આદિ બ્રહ્માદિક (૨)નિગમ નેતિ યશ ગાવે,
શેષ સહસ્ર મુખ રટત નિરંતર(૨)સો જાકો પાર ન પાવે—યશોદા૦
સુંદર બદન કમલદલ લોચન (૨) ગો ધેનુ કે સંગ આવે,
માતા યશોદા કરત આરતી (૨) કબીરા દરશન પાવે—યશોદા૦

૧૩૯

શ્રાવણ વદી આઠમ બુધવારી, નક્ષત્ર રોહિણી આયો રે (૨)
અર્ધરાત જાતાં અવિનાશી, પુત્ર જશોદા જાયો રે—શ્રાવણ૦
જય જયકાર થયો ત્રિલોકમાં, દેવત્રિયા મળી નાચે રે (૨)
આંગણીયે બ્રહ્માદિક આવીને, વેદતણી ધુન વાંચે રે—શ્રાવણ૦
નંદરાય ઘેર ઉત્સવ ભારી, ઉલટયો ગોકુળ સારો રે; (૨)
ગોપી આય કહે જસોદાને, જીવો લાલ તમારો રે—શ્રાવણ૦
જન્મ સુણી આવ્યા સિદ્ધચારણ, ગંધર્વ ઉભા ગાવે રે (૨)
બ્રહ્માનંદના નાથને હેતે, વ્રજની નાર વધાવે રે—શ્રાવણ૦

૧૪૦

નંદ જસોદાના ભાગ્યનો મહિમા, મુખ વર્ણ૦યો નવ જાવે રે;

પુરુષોત્તમ જેના પુત્ર થયા, નિત્ય ખોળામાં લઇ ખેલાવે રે—નંદ૦
ધન્ય ધન્ય વ્રજની ભોમ સખી જેની, રજ વંદે ત્રિપુરારી રે; (૨)
અનંત બ્રહ્માંડપતિ ત્યાં આવી (૨) પ્રગટ્યા તે દેવમુરારી—નંદ૦
બ્રહ્માદિક સિદ્ધ રાજ મુનિ જેનું, ધ્યાન ધરી ધરી હાર્યા રે; (૨)
તે વહાલો ગોવાળના ઘરમાં (૨) પ્રીત કરીને પધાર્યા રે—નંદ૦
અક્ષર ધામથી અધિક થયું આજ, નંદરાયનું ફળીયું રે; (૨)
બ્રહ્માનંદના નાથને નિરખી (૨) નેણતણું ફળ મળીયું રે—નંદ૦

૧૪૧

ભાગ્ય બડાં વ્રજની ભોમીનાં, જન્મ્યા અંતરજામી રે;
અખિલ ભુવનના કરતા હરતા, બ્રહ્માદિકના સ્વામી રે—ભાગ્ય૦
ગુણીજન મંગળ ગીત ઉચ્ચારે, નંદરાયની ડહેલી રે (૨)
મન ફુલ્યાં વ્રજની વનિતાનાં (૨) ફુલી છે વનની વેલી રે-ભાગ્ય૦
જાગૃત માન થયા દ્વિજ અગ્નિ, હેતમંગળ થઈ ડોલે રે (૨)
ચિરંજીવી રહો લાલ નંદનો (૨) જય જય વાણી બોલો રે—ભા૦
નન્દ ભુવન આવી વ્રજનારી, સર્વે બુદ્ધિ બાળી રે (૨)
બ્રહ્માનંદ વારણીયાં લેવે (૨) ભૂધરનું મુખ ભાળી રે—ભાગ્ય૦

૧૪૨

આજ સખી હું તો આનંદ પામી (૨)
પ્રગટ્યા શ્રીઅંતરજામી, સખી રે ચાલો જોવાને જઇએ.
ચીરના ચંદરવાને હીરની છે દોરી (૨)
એ સુખ માણે રાધા ગોરી, સખી રે ચાલો જોવાને જઇએ.
સોનાનું પારણું ને રેશમની દોરી (૨)
ઝુલાવે જશોદા ગોરી, સખી રે ચાલો જોવાને જઇએ.
ફુલની છે જાળી ને ફુલની છે વાડી (૨)

ફુલી ફરે છે વ્રજનારી, સખી રે ચાલો જોવાને જઇએ.
કેડે કંદોરો ને ડુગડુગી દોરો (૨)
કડાં શોભે હરિને હાથે, સખી રે ચાલો જોવાને જઈએ.
અબીલ ગુલાલ ઉડાડે છે ગોપી (૨)
કંઠડામાં ફુલમાળા રોપી, સખી રે ચાલો જોવાને જઇએ.
મોર મુગટ શીરછત્ર બિરાજે (૨)
હરિમુખ મોરલી બજાવે, સખી રે ચાલો જોવાને જઇએ.
નરસિંહ મહેતાનો રે સ્વામી શામળીઓ (૨)
ગોકુળમાં છેલ છબીલો, સખી રે ચાલો જોવાને જઇએ.

૧૪૩

આજે આનંદ નંદજીને ઘેર રે, વ્રજમાં થાય છે લીલાલહેર રે.
ગોપીઅતીરે ઉલટભર્યાં આવે રે,થાળ મોતીના ભરી ભરી લાવે રે.
મારા વહાલાને વિવેક વધાવે રે, વાલો ત્રિભોવનનાથ કહેવાયે રે.
એવાં હેત ગોપીપર કીધાં રે, દહી માંખણ ચોરીને પીધાં રે.
વહાલા મથુરાંમાં શું દીઠું રે, એવું કુબજામાં શું દીઠું રે.
વાલો કુબ્જાની સંગે મોહ્યા રે, વાલો ગોપીઓની સાથે સોહ્યા રે.
ગોકુળમાં આવોને વ્રજના વહાલા રે, તમે નંદજશોદાના લાલા રે.
ગોકુળ આવોને વ્રજના વાસી રે, હું તો તમ માટે છઉં પ્યાસી રે.
ગોકુળ આવોને ગિરિવરધારી રે,તમારી વાટ જુએ વ્રજનારી રે.
વહાલા જમુનાજીને ઘાટે રે, તમે વસ્ત્ર હર્યાં શા માટે રે.
વહાલે ગિરિ ગોવર્ધન તોળ્યો રે, એવો મદ ઇંદ્રનો ઉતાર્યો રે.
વહાલા વૃંદાવનની વાટે રે, તમે મહી લુટયાં શા માટે રે.
વહાલા જમુનાજીને તીરે રે, વહાલે મોરલી વગાડી ધીરે ધીરે રે.
ધન્ય ધન્ય જુમનાજીનો આરો રે, મારો સફળ થયો જન્મારો રે.

ધન્ય ધન્ય જાુમનાજીની રેતી રે, હું તો નિત્ય ચરણામૃત લેતી રે.
વહાલો વૃંદાવન રમીયા રાસ રે, વ્હાલે પુરી સર્વે ગોપીની આશ રે.
બલિહારી જાય માધવ દાસ રે, માગે ચરણ કમળની આશ રે.

૧૪૪

ઉતારો આરતી શ્રીકૃષ્ણ ઘેર આવ્યા (૨)
માતા જશોદા કુંવર કાન ઘેર આવ્યા (૨)
હરખને ઉલામણે શામળીઓ ઘેર આવ્યા (૨)
ઝીણે ઝીણે ચોખલીએ ને મોતીડે વધાવ્યા રે--ઉતારો૦
ધાઇને ધનવંતો કીધો (૨) વેગ કરીને શરણે લીધો (૨)
સાગર ઉપર પાળજ બાંધી(૨)દશ મસ્તકનો રાવણ માર્યો(૨)
વીભીષણને લંકા આપી(૨) સીતા વળી લાવ્યા રે—ઉતારો૦

## શ્રીકૃષ્ણલીલાવિષે

૧૪૫

જય જય કૃષ્ણ, કમલદલ લોચન,
કલિમલમોચન કંસ અરિ રે,(ટેક)
જય જગવંદન દેવકી નંદન (૨)
પરમાનંદ મુકુંદ હરિ રે—જય જય૦
જય વરદાયક યદુકુળ નાયક(૨)
દાનવ નાશક સબળ હરિ રે—જય જય૦
જય કમલાવર જય મંગલકર (૨)
તમ ચરણે નમુ પ્રેમ ધરી રે—જય જય૦

૧૪૬

વ્રજ વહાલું રે વૈકુંઠ નહિ આવું રે (૨)

ત્યાં નંદકુંવર ક્યાંથી લાવું રે—વ્રજ વહાલું૦
ત્યાં લલિત ત્રિભંગી નથી ગિરધારી (૨)
સંગે સોહીયે રાધા પ્યારી (૨)
એમને નિરખતાં આંખ ઠરે મારી રે—વ્રજ વહાલું૦
ત્યાં જમુના શ્રીગિરિવર છેજ નહિ રે (૨)
મારૂ મનજ સત્ય ઠરેજ નહિ રે (૨)
મારા પ્રાણ પ્રસન્ન ત્યાં રહેજ નહિ રે—વ્રજ વહાલું૦
ત્યાં શ્રીવંદ્રાવન રાસ નહિ રે (૨)
વ્રજવનિતાની સંગે વિલાસ નહિ રે (૨)
વિષ્ણુવેણું વાયાનો અભ્યાસ નહિ રે—વ્રજ વહાલું૦
વ્રજ વસવામાં શીવ સખીરૂપે થયા (૨)
એ લીલા હરિજન જોઈ રહ્યા (૨)
એવા ઓધવ સરીખા એક સખા રે થયા—વ્રજ વહાલું૦
સુખ સ્વર્ગનું કૃષ્ણવિના કડવું રે (૨)
મને ન ગમે બ્રહ્મસદન અડવું રે (૨)
ધિક્‌ધિક્ એ સુખ પામીને પડવું રે—વ્રજ વહાલું૦

૧૪૭

હાંરે રથ ફેરો ગોકુલ રથવાલા (૨)
તમે નંદ જશોદાના લાલા રે—રથ ફેરો૦
ગંગા રે તલપે જમુના રે તલપે (૨)
તલપે છે નદીઓ નાળાં રે—રથ ફેરો૦
ગાયો રે તલપે, વાછરૂ તલપે (૨)
તલપે છે ગોપ બિચારા રે—રથ ફેરો૦
ચંદ્રમા તલપે, સૂરજ તલપે (૨)

તલપે છે નવ લખ તારા રે—રથ ફેરો૦
વલ્લભ વિના, ગોપીઓ તલપે (૨)
તલપે છે પ્રાણ અમારા રે—રથ ફેરો૦

૧૪૮

મારી બાળપણાની પ્રીતું રે, કાંઈ નાનપણાનો નેડો રે;
મારે પ્રભુ ભજ્યાનો હેડો રે, ઓધા મંદિરિયે આવજો રે.
જોઈ જોઇને વેરીએ જાત્યું, બીબા વિનાની ન પડે ભાત્યું;
ભાર ઝાલે ભીંતું રે--કાંઇ ભાર ઝાલે ભીંતું રે—ઓધા૦
દાસી ઉપર નવ કરીએ દાવો, માવા મારે મહોલે આવો;
આવડો અભાવો રે—કાંઇ આવડો અભાવો રે—ઓધા૦
આવોને વાલમ કરીએ વાતું, તમવિના હવે નથી રહેવાતું;
સુની છે એકાંતું રે--વહાલા સુની છે એકાંતું રે- ઓધા૦
જીવણદાસની ભાંગીયું બ્રાંતું, ચરણદાસની પૂરીયું શાખું;
વરણવું શું વાતું રે—વહાલા વરણવું શું વાતું રે--ઓધા૦

૧૪૯

ગોપીજનના રે પ્રાણ તે તો, પ્રભુજીની પાસે,
આ તો રહ્યાં છે તે તો સુનાં શરીર—ગોપીજનના૦
કર્મે અમારે કયાંથી, અક્રૂર આવ્યો (૨)
છળ કરી લઇ ગયો, બળભદ્ર વીર—ગોપીજનના૦
રથને રોકીને જ્યારે, રહ્યાં રે રાધાજી (૨)
તેમને તે આપી બહુ ધારણ ધીર—ગોપીજનના૦
આવ્યાની આશે અમે, રહ્યાં રે રાધાજી (૨)
આવડું ન જાણ્યું હરિ, હૈડાંનું હીર—ગોપીજનના૦
વચન તમારાં ઉદ્ધવ, રુદિયામાં વાગ્યાં (૨)

એ તો લગાડયાં જેમ, તાણીને તીર—ગોપીજનના૦
જલવિના જીવે તે તો, જાણો દાદુરડાં (૨)
મીન મરે જયારે, નવ મળે નીર—ગોપીજનના૦
પ્રેમની વાતો તે તો, પ્રેમીજન જાણે (૨)
વંઝ્યા ન જાણે કાંઇ, પ્રસવની પીડ—ગોપીજનના૦
શ્યામસ્વરૂપ વિના, શું થાય સાધન (૨)
અંબ તજીને કોણ, સેવે કરીર—ગોપીજનના૦
ગીરધર લાલ વિના, અવર ન ગોઠે (૨)
નેણુામાં વસી રહ્યો, નંદકુમાર—ગોપીજનના૦
કેસરી ભૂખ્યો ક્યારે ઘાસ ન ખાયે (૨)
ચડયો ન ઉતરે કાંઇ, સતીનો શણગાર—ગોપીજનના૦
એક પલક અમને, કહો કેમ વીસરે (૨)
પ્રીતમનો સ્વામી અમારો, પ્રાણ આધાર—ગોપીજનના૦

૧૫૦

વૃંદાવનનો રે ચંદ્ર મારે રુદીયે વસ્યો છે (૨)
ઓધવજી ભલે આવ્યા, તમે રે આજ—વૃંદાવન૦
ગોવીંદજીની રે ગોઠડી કીજે (૨)
મૂકી દેઇ સર્વે, મનની રે લાજ—વૃંદાવન૦
ગયા પછી ફરી, ગોકુલ નાવ્યા (૨)
એવો અમારો શો, દીઠો રે દોષ—વૃંદાવન૦
વસુદેવ દેવકીને, સંતાપ્યાં જેણે (૨)
તેની ઉપર શો, કરવો રે રોશ—વૃંદાવન૦
લોકની લાજ અમે, સર્વે નિવારી (૨)
બાલપણાંથી કીધી પૂરણ પ્રીત—વૃંદાવન૦

કુબ્જાના ભોગ જોગ, ભાળવો અમને (૨)
એવી તમારી છે, ઉલટી રે રીત—વૃંદાવન૦
મથુરાંનિવાસી એ તો, કંસની દાસી (૨)
હાંસી કરે છે અમને, સઘળો સંસાર—વૃંદાવન૦
મધુપુર મેલી હવે, કંઇએ ન જાશો (૨)
કુબ્જા સરીખી તમને, નહિ મળે નાર—વૃંદાવન૦
ભાગ્ય ખરાં ત્યારે, મળી એ ભામની (૨)
પુણ્ય કર્યાં તે કેમ, પાછાં રે થાય—વૃંદાવન૦
કુબ્જા રે એવી જેવા, ઠાકોર તમારા (૨)
દાસ પ્રીતમ ગુણ તેમના ગાય—વૃંદાવન૦

૧૫૧

ગોકુળ વહેલા પધારજો રે (૨)
મથુરાં જાઓ તો મારા સમ હો લાલ—ગોકુળ વહેલા૦
રથ જોડીને અક્રૂર આવીઆ રે (૨)
એ તો મને દુઃખડાંના દેનાર હો લાલ—ગોકુળ વહેલા૦
ઓ જાય ઓ જાય રથ મારા નાથનો રે (૨)
માંહે બેઠા હળધર વીર હો લાલ—ગોકુળ વહેલા૦
આગળ રાધાજી ઉભાં રહ્યાં રે (૨)
મારા રુદીઆપર રથ ખેડો હો લાલ—ગોકુળ વહેલા૦
મહેતા નરસૈંનો સ્વામી શામળો રે (૨)
વહાલે મારે રમાડ્યાં છે રાસ હો લાલ—ગોકુળ વહેલા૦

૧૫૨

નિત્ય નિત્ય ભજીએ તારૂં નામ, તારૂં નામ, તારૂં નામ રે,
પ્રેમ થકી, અમને પ્રભુજી મળ્યા હોજી. (ટેક)

આણી તીરે ગંગા વહાલા, ઓલી તીરે જમુના વહાલા (૨)
વચમાં ગોકુળીયું રૂડું ગામ, રૂડું ગામ, રૂડું ગામ રે--પ્રેમ૦
વંદ્રા તે વનમાં વહાલે, રાસ રચ્યો છે સખી (૨)
સોળસેં ગોપીમાં, ઘેલો કાન, ઘેલો કાન, ઘેલો કાન રે–પ્રેમ૦
અન્ન ન ભાવે નયણે નિદ્રા ન આવે વહાલા (૨)
સેજ પધારો, મારા શ્યામ, મારા શ્યામ, મારા શ્યામરે–પ્રેમ૦
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ વહાલા (૨)
છેલ્લી બાકીના, રામો રામ, રામો રામ, રામો રામ રે–પ્રેમ૦

૧૫૩

સખી આજ રે, બાજે વંદ્રાવન વાંસળી (૨)
શ્રી ગોકુળીએ સંભળાય–સખી૦
હાંરે સખી બનસી તે કેરા નાદમાં (૨)
હાંરે મારૂં ચિત્તલડું ચોરાય–સખી૦
હારે સખી શુદ્ધ બુદ્ધ ભૂલી સુંદરી (૨)
હાંરે સખી સર્વે તજીને વન જાય–સખી૦
હાંરે સખી ભૂલ્યાં તે માત તાત ભ્રાતને (૨)
હાંરે સખી ભૂલ્યાં કુટુંબ પરિવાર–સખી૦
હાંરે સખી ગાયોનાં દોવણાં ભૂલી ગયાં (૨)
હાંરે સખી બદલામાં બાંધ્યાં બાળ–સખી૦
હાંરે સખી દાસ વલ્લભની વિનતિ (૨)
હાંરે સખી દેજો તે વ્રજમાં વાસ–સખી૦

૧૫૪

શરદ રેન ઝુક રહી બનમેં પ્યારે (૨)
સો મોરલી અધર ધરી, હાં–હાંજી પ્યારે મોરલી અધર ધરી રે

નેપુર કંકણ કંકણી બાજે, ગળે મોતીયનકી માળા રે (૨)
બાજુબંધ સુરજ કેરી જોત (૨) કુંડળ મુગટ ધરે,
હાં—હાંજી પ્યારે કુંડળ મુગટ ધરેરે—શરદ રેન૦
શ્રવણ સુનત વિરહ તાપ ભયો હય, સુતપતિ છાંડ ચલી રે(૨)
હરિદર્શનકી ભઈ પ્યાસી સો, પ્રભુદર્શનકી ભઈ પ્યાસી સો,
ચરનમેં આઈ પડી રે,હાં-હાંજી પ્યારે ચરનમેં,આઈ પડી રે-શ૦
દેખી સુંદર રૂપ મનોહર, તનકી દિશા ગઈ રે (૨)
સૂરદાસ પ્રભુ મન્મથ કોટિક, હરની રાસ રચી—(૨)
હાં હાંજી પ્યારે હરની રાસ રચી રે—શરદ રેન૦

૧૫૫

બેની વ્રજમાં વાતો એવી થાય છે રે (૨)
મારો વહાલો મથુરામાં જાય છે રે—બેની વ્રજમાં૦
સર્વે વ્રજની સુંદરી ભેળી થઇ રે (૨)
રથ રોકીને આડી ઉભી રહી રે—બેની વ્રજમાં૦
રથ જોડીને અક્રૂર આવીયા રે (૨)
તમે શા શા સમાચાર લાવીઆ રે—બેની વ્રજમાં૦
અમે મહેતા નરસૈયાના સાથમાં રે (૨)
અમે છઇએ હરિ તમારા હાથમાં રે—બેની વ્રજમાં૦

૬૫૬

મથુરામાં હરિને જાવા નહિ દઉં રે (૨)
અબળાનું મોહનજી માનો કહ્યું રે—મથુરામાં૦
જે કહેશો તે સ્થિર કરી સ્થાપશું રે (૨)
કુબ્જાથી અધિક સુખ આપશું રે—મથુરામાં૦
એમ કહેતાં અમારાં કહ્યાં નહિ કરો રે(૨)

અમને મારીને પછે ડગલાં ભરો રે—મથુરામાં૦
સર્વે સુંદરીને સાથે તેડશું રે (૨)
કહે ગેમલજી રથ પછે ખેડશું રે—મથુરામાં૦

૧૫૭

રે ઓધા શું રે થયું વ્રજનારને રે (૨)
મહી સાટે વેચે છે મોરારને રે (૨)—ઓધા૦
ગોપી પ્રેમે મંદિરમાંથી નીસર્યાં રે (૨)
એના શરીરની શુદ્ધબુદ્ધ વિસર્યાં રે (૨)—ઓધા૦
એવી આતુરતા લાગી એના અંગમાં રે (૨)
મારો વહાલો બિરાજે એના સંગમાં રે (૨)—ઓધા૦
કાંઇક કારણ થયુ છે એને વાટમાં રે (૨)
બહુનામી બિરાજે એના માટમાં રે (૨)—ઓધા૦
નરભેરામના સ્વામીની રીત છે રે (૨)
મારે પૂર્વ જનમની પ્રીત છે રે (૨)—ઓધા૦

૧૫૮

વહાલા જીવડો મારો તલપે તમ દર્શનવિના રે,
છબીલા મહેર કરી દીયો દાસીને દરશન,
ગોકુલ આવોને શ્રીનાથજી નંદા નંદના રે.
નટવર સ્નેહ ધરી વ્રજ વનિતા સામુ નિહાળજો રે,
કૃશ તન થાય પ્રફુલ્લિત મળતાં વારી મીન—ગોકુલ આ૦
સાખી—મથુરાં ગયા મોરારજી, છળ કરી સુંદર શ્યામ;
તે દિનથી અંન પરહર્યાં, નિશાએ નિંદ હરામ.
વહાલા વિરહ દશાનું દહન કરે, દિલ માહરૂ રે,
દૃષ્ટી વૃષ્ટી. કરો તો શાન્તિ થાય—ગોકુલ આવોને૦

સાખી—મૂર્તિ મનોહર માવજી, છાઈ રહી ચિત માંય;
અરુચિ ઉપજે અવરમાં, જંખુ શ્રીજાદવરાય.
જંખીયે સ્વપનાં આવે, નાથ તમારા નામનાં રે,
ઝબકી જાગું તો ઉપજે છે દારુણ દુઃખ—ગોકુલ આવોને૦
સાખી—વૃન્દાવન સખી શરદનો, મનહર મોરલી નાદ;
રાસ રમ્યા રસીલા પ્રભુ, એ સૌ આવે યાદ.
કાળજું હા હા થાય સભારૂં કેલી વ્રજની રે,
વહાલા કેમ વિસરીયે વિહારની જે વાત—ગોકુલ આ૦
સાખી—કુબ્જા પાસે કૃષ્ણજી, શું છે મોહન મંત્ર;
સ્વતંત્ર સુંદર શ્યામ છો, કેમ બન્યા પરતંત્ર.
વહાલા સકળ જગતના તન મન પ્રેરક આપ છો રે,
ચોર્યું કંસ કિંકરીએ કેમ તમારૂં ચિત્ત—ગોકુલ આ૦
સાખી—આશ દઇ અળગા રહ્યા, અવધ કરી અસુરાર;
જળ નયણે વહેતુ કર્યું, કપટી કુંજ વિહાર.
મિથ્યા નામ ધરાવો, નિજ જન પાલક નાથજી રે,
કરશે કોણ જગતમાં વનમાળી વિસવાસ—ગોકુલ આ૦
સાખી—રીસ ચડે જો રાજવીર, તરત થજો તૈયાર;
વેગે વ્રજમાં આવીને, શ્યામાની લેજો સંભાળ.
હિતકરી હરિદાસના પ્રભુ, નિજ જન નેહ નિભાવજો રે,
પ્રીતમ પ્રેમથકી મેં, તનમન કીધાં તુચ્છ—ગોકુલ આ૦

૧૫૯

ગોકળીયું છોડું ગામડીયુ, શામાટે આવે શ્યામ (૨)
કુબજા છે નારી, અતિ કામણગારી (૨)
તેણે તો વિસરાવી દીધાં, નંદજીનાં ગામ—ગોકળીયું૦

મથુરાની અંદર, મણિજડ મંદિર (૨)
ધૂળનાં ઢાંકેલાં હવે શીદને ગમે ધામ—ગોકળીયું૦
કહે કવિ પિંગળ, મૂરતી છે મંગળ (૨)
રુદીઆમાં વસો તો મારે શું છે બીજુ કામ—ગોકુ૦

૧૬૦

ઓધા શ્યામ રે, ઓધા શ્યામ વિના તે આવ્યા કેમ ?
મારો વહાલો તે રજ વિસરે નહી રે. ( ટેક )
એના વિના સુનાં તે મંદિર માળીયાં રે ( ૨ )
સુના પડીયા રે, સુના પડીયા મેડીકેરા ગોખ–મારો૦
ઓધા માતપિતા પુત્ર સર્વે તજ્યાં રે (૨)
હવે તજશું રે, હવે તજશું તે કુળકેરા ધર્મ–મારો૦
ઓધા શ્યામ સુદરનાં લઉં વારણાં રે (૨)
એને માટે રે, એને માટે પરૂ જમનાજીના ઘાટ–મારો૦
ઓધા વૈકુંઠમાં જાવુ નથી રે (૨)
મારે રહેવું રે, મારે રહેવુ શ્રીનાથજીની પાસ–મારો૦
ઓધા માધવદાસની વિનતિ રે (૨)
મને રાખો રે, મને રાખો મારા વહાલાજીની પાસ–મારો૦

## ભગવદ્આશરાવિષે

૧૬૧

મેં ભરોસે અપને રામકે, મેં ભરોસે અપને રામકે ( ટેક )
ઓર ન હય કછુ કામકે, મેં ભરોસે અપને રામકે–મેં૦
જો માગે સો દેત પદારથ, વારી જાઉં ઇસ નામપે–મેં૦
દોઉ અક્ષર હય સબ કુલતારક,અંત દેત સુખધામકે–મેં૦

તુલસીદાસ પ્રભુનામ દયાઘન, ઓર દેવ સબ નામકે—મે૦

૧૬૨

રામ સમરતા રે કાંઈ ફીકર નહિ,સબ દુઃખડા મિટ જાવે રે(ટેક)
આ રે કાયામાં પાંચ પુરુષ, ત્રણ નજરે આવે રે (૨)
ગુરુ ગળે તો જ્ઞાન બતાવે (૨) ખોજ્યે ખબરો પાવે રે—રામ૦
વિંધ્યાં એટલાં મોતીડાંને, બીજાં પથ્થર પાવે રે—રામ૦
સમજ્યા એટલા માનવી ભાઈ(૨)ગાફલ ગોથાં ખાવે રે—રા૦
સાત સમુદ્ર વચમાં બેટ, નિત્યે કીર્તન ગાવે રે (૨)
હરતાં ને ફરતાં રામ સમર લે, પલમે પાર પહોંચાવે રે—રામ૦

૧૬૩

સૌથી સમરથ રાધાવરનો આશરો,
જેના જનને દુભવી શકે નહિ કોઈ જો;
જમનું જોર ન ચાલે દોષ કરે કદા,
ક્ષમા કરે કે હરિ ચહાય તો જોય જો—સૌથી૦
બીજા સૌ મોટા પણ હરિના હુકમથી,
સુરબ્રહ્મા ગણપતિ શક્તિ શિવ શેષ જો;
કેશવ કોપે કોઇનું બળ ચાલે નહિ,
એ સૌ રૂઠે હરિજન ડરે ન લેશ જો—સૌથી૦
જૂઠો હરિનો ભગત જગતમાં થઇ ફરે,
એવાનું પણ માધવ રાખે માન જો;
વ્હાલું પોતાનું જોઇ પાળે બિરદને,
જેમ જડ પુરોહિતને પોખે જજમાન જો—સૌથી૦
માયા કાળતણો ભય કોઇથી નવ ટળે,
અભય અચળ કરવા સમરથ નહિ કોઇ જો;

વિના એક શ્રીગિરિવરધારી લાલજી,
કોણ શરણ જતાંમાં સનમુખ જોય જો—સૌથી૦
શ્રીજીજનના અવગુણ તે પણ ગુણ ગણે,
સહજ કરે શરણાગત આપ સમાન જો;
સમોવડ કીધો શરણ જતાં મળમાસને,
આપી દીધું પુરુષોત્તમ અભિધાન જો—સૌથી૦
એવા કરુણાનિધિ સમરથ શ્રીનાથજી,
દાસ દયાના પ્રીતમ પ્રાણ આધાર જો;
એને મૂકી અન્યતણો આશ્રય કરે,
તે નિર્ભાગી મૂરખનો સરદાર જો—સૌથી૦

૧૬૪

હરિ ભજતાં હજુ કોઈની લાજ, જતાં નથી જાણી રે;
જેની સુરતી શામળીયા સાથ, વદે વેદ વાણી રે—(ટેક)
વહાલે ઉગાર્યો પ્રલ્હાદ, હિરણકશ્યપ માર્યો રે (૨)
વિભીષણને આપ્યું રાજ્ય, રાવણને સંહાર્યો રે—હરિને૦
વહાલે નરસિંહ મહેતાને હાર, હાથોહાથ આપ્યો રે (૨)
ધ્રુવને આપ્યું અવિચળ રાજ, પોતાનો કરી સ્થાપ્યો રે—હરિ૦
વહાલે મીરાં તે બાઈનાં ઝેર, હળાહળ પીધાં રે (૨)
પંચાળીનાં પૂર્યાં ચીર, પાંડવ કામ કીધાં રે—હરિને૦
આવો હરિ ભજવાનો લ્હાવો, ભજન કોઇ કરશે રે (૨)
કર જોડી કહે પ્રેમદાસ, ભક્તોનાં દુઃખ હરશે રે—હરિને૦

૧૬૫

કોઇનો ભાર ન રાખે મોરારી, આપે વ્યાજસીખે ગર્થવાળી(ટેક)
સુદામાજીના તાંદુલ લીધા, તેના મોહોલ કનકના રે કીધા.

દ્રૌપદીજીનું આવ્યું ટાણું, ચીર પુર્યાં નવસે નવાણું.
પાટા બાંધ્યો તે પીડા રે જાણી, ચીર પુર્યાની એ એંધાણી.
થોડું ચંદન કુબજાનું લીધું, એને રૂપ અનુપમ દીધું.
ગોવાળીએ ઓછવ કીધો, વહાલે કર પર ગોવર્ધન લીધો.
જેનું લીધું હતું તેનું દીધું, તેમાં પરમારથ શું કીધું.
ધન્ય ધન્ય નરસૈયા તારી વાણી, એમ બોલ્યા તે સારંગપાણી.

૧૬૬

જે જન ઓધા મોહે ન બિસારે, તાહે ન બિસારૂં છીન એક ઘડીરે
મોકું ભજે ભજું મેં વાકું, કલ ન પડત છિન એક ઘડી રે;
જન્મમરણકા સંકટ કાટું, રાખું મેં આનંદ ભરી રે—જે૦
સુમરન કીનો દ્રૌપદી રાની, ચીર બઢાએ પ્રભુ આપ હરી રે;
મહાભારત ભરવીકે ઇંડા, રાખ લીયો ગજઘંટ ધરી રે—જે૦
ધ્રુવ પ્રલ્હાદ રેન દિન ધ્યાવે, ગુપ્ત રૂપસો પ્રકટ કરી રે;
ખંભ ફાડ હિરણ્યકશ્યપુ માર્યો, ભક્તપ્રલ્હાદકીરક્ષા કરી રે—જે૦
અંબરીખ ઘેર ગયે દુર્વાસા, ચક્ર પઠાયે પ્રભુ સહાય કરી રે;
ભજનહાર ભજું તજનહાર તજું, એસી હમારી પરાપરી રે—જે૦
પાંચ પાંડવકી રક્ષા કીની, લાખા ગ્રહમેં સહાય કરી રે;
સુર કહે ગજરાજ ઓધાર્યો, દયાસિંધુ જદુનાથ હરિ રે—જે૦

૧૬૭

ભક્તોની ભીડે કયાં ન આવ્યો રે—હું તો ભક્તોની૦
કહે છે શ્રી રણછોડ રાયો રે—હું તો ભક્તોની૦
કબીર સારૂ હું તો વણજારો થઈને (૨)
પોઠ ભરીને ઘેર લાવ્યો રે—હું તો ભક્તોની૦
ધના ભગતની મેં ખેતી નિપજાવી (૨)

ધઉનાં ગાડાં ભરી લાવ્યો રે–હું તો ભક્તોની૦
સેના ભગત સારૂ સન્મુખ રહીને (૨)
હું સેનો નાવી કહેવાયો રે–હું તો ભક્તોની૦
પ્રહ્લાદની મેં તો પાળી પ્રતિજ્ઞા (૨)
સ્થભમાં વાસ કરાવ્યો રે–હું તો ભક્તોની૦
નામદેવ સારૂ મેં તો મારેજ હાથે (૨)
ઘરનો છાપરો છાયો રે–હું તો ભક્તોની૦
દામાજી સારૂ સામો મહારાજ થઇને (૨)
ભરણું ભરીને પોંચ્ય લાવ્યો રે–હું તો ભક્તોની૦
નરસિંહ મેતાને માંડલિક મારવાને આવ્યો (૨)
કેદારો મધ્ય રાતે લાવ્યો રે–હું તો ભક્તોની૦
કુંવરબાઇનું મેં પૂર્યું મામેરૂં (૨)
મેં સૌનો કર ચુકાવ્યો રે–હું તો ભક્તોની૦
દાસ નારાણસિંગ કહે કરુણા કરીને (૨)
કૃષ્ણજીએ કર મારો સહાયો રે–હું તો ભક્તોની૦

૧૬૮

ઓધા જાણે રે એને તે અમે જાણીએ રે, (૨)
વર રાધાજીનો તો વખાણીએ રે (૨) ઓધા૦
કંઇક જાણ્યાતા નરસિંહ નાગરે રે (૨)
હુંડી લખીતી કોરે રે કાગળે રે (૨) ઓધા૦
કંઇક જાણ્યા સગાળ શેઠ વાણીએ રે, (૨)
કુંવર વેંધ્યો સૃંગાવતી રાણીએ રે (૨) ઓધા૦
કંઇક જાણ્યાતા હરિશ્ચંદ્ર રાજીએ રે (૨)
સત્ય રાખ્યાં તારામતી રાણીએ રે (૨) ઓધા૦

મુરખ ખોટાં કરમની કહાણીએ રે (૨)
પથ્થર નહિ ભીંજે ઉંડે પાણીએ રે (૨) ઓધા૦
ગુરુ ગાય રે ગેમલ રસ માણીએ રે (૨)
ગોરસ પીધા કાનુડે વર દાણીએ રે (૨) ઓધા૦

૧૬૯.

પોતાના જનને ઉધારે, જેમ તેમ પોતાના જનને ઉધારે (ટેક)
કામી ક્રોધી લોભી અધમ અતિ, તેના ત્રાસ નિવારે (૨)
અવગુણ મૂળ સમૂળો છેદે, ભાવથી ભક્તિ વધારે—જેમ૦
ક્રોધી કંસને આપ્યું અભેપદ, બિલ્વમંગળને તારે (૨)
લોભી કદરજ અધમ અજામીલ, તેને બીજો કોણ તારે—જેમ૦
સંસારસાગરની લહેર ન લાગે, પ્રેમશું પાર ઉતારે (૨)
દાસનાં દુઃખડાં ટાળે દયાનિધિ, પ્રીતમને કેમ વિસારે—જેમ૦

## અર્પણવિષે

૧૭૦

સુખ છે તમારા શરણમાં—હો શામળીયાજી,
એ મારા ગુરુએ કહ્યું કરણમાં—હો શામળીયાજી. (ટેક)
જપ તપ તીરથ ચારે પદારથ (૨)
એ મારા ગુરુજીના ચરણમાં—હો શામળીયાજી—સુખ છે૦
પ્રેમે કરીને મારે મંદિરે પધારો વહાલા (૨)
ન જોશો જાત કુળવરણમાં—હો શામળીયાજી—સુખ છે૦
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ વહાલા (૨)
આડે આવજો મારા મરણમાં—હો શામળીયાજી—સુખ છે૦

૧૭૧

મારા પગ તે ઘડજો પંખીતણા, હું તો જાઇશ જમુનાતીર જો;
તપ તીરથ ને વ્રત જો કરૂં, મારા ગુડા સાબીત હોય જો.
મારા હાથ તે ઘડજો હેમના, પુણ્ય કરીશ અપરંપાર જો;
સોળે તે હાથે વાવરૂં, મારી કાયાના ઉદ્ધાર જો.
મારા કાન તે ઘડજો કસીતણા, હું તો સાંભળીશ સઘળા બોલજો;
કથા ને કીર્તન મારે, જ્ઞાનના ઘમઘોર જો.
મારી આંખ તે ઘડજો અમતણી, હું તો નિરખીશ રાયરણછોડ જો;
નયણે નિરખુ દીનાનાથને, મારાં હૈડાં ટાઢાં થાય જો.
મારૂં હૈયું તે ઘડજો હેમનું, મારી જીભ લે અમૃતલાણ જો;
હાલતાં ને ચાલતાં જો જપું, મારા હૃદે રહેજો રામ જો.
મારી દેહ તે ઘડજો દયાતણી, માંય લખજો પ્રભુજીનાં નામ જો;
અંતકાળે વહેલા આવજો, તમે સાચા છો ભગવાન જો.

૧૭૨

સ્વામી સીતારામ કૃપા કર, કોન ભક્તિ કરી,
હરિકો રીઝાવું, પ્રભુકો રીઝાવું—સ્વામી સીતા—રામ. (ટેક)
જાકે ચરનસેં નિકસી સુરસરિતા (૨)
તાકો કયા મેં સ્નાન કરાવું—સ્નાન કરાવું,
કોટિ ભાનુ જાને નખકી શોભા (૨)
તાકો કયા મેં રૂપ દીખાવું—રૂપ દીખાવુ—સ્વામી૦
અનહદ બાજાં બાજ રહે હય (૨)
તાકો કયા મેં શંખ સુનાવું—શંખ સુનાવું;
ચાર વેદ જાકે કંઠ બિરાજે (૨)
તાકો કયા મેં ભાગવત સુનાવું—ભાગવત સુનાવું—સ્વામી૦

કામધેનુ જા કે કલ્પવૃક્ષ હય (૨)
તાંકો કયા મેં ભોગ લગાવું—ભોગ લગાવું;
લક્ષ્મીજી જાકે ચરણ પલોટે (૨)
તાંકો કયા મેં દ્રવ્ય દિખાવું—દ્રવ્ય દિખાવું—સ્વામી૦
કમલ બદન જાકે શીશ ચંદ્રમા (૨)
તાંકો કયા મેં પુષ્પ ચઢાવું—પુષ્પ ચઢાવું;
તુલસીદાસ બનત નાહિં એકો (૨)
દાસનકો મેં દાસ કહાવું—દાસ કહાવું—સ્વામી૦

૧૭૩

રામ પીયારા, કૃષ્ણ હમારા, તુંહી તુંહી, પ્રભુ તુંહી તુંહી હય.
તુંહી તુંહી રામા, તુંહી તુંહી હય (૨)
તુંહી તુંહી, પ્રભુ, તુંહી તુંહી હય—રામ૦
બલિહાર જાવાં, કુરબાન જાવાં (૨)
સદકેમેં જાવાં હરિ, તુંહી તુંહી હય—રામ૦
તુજ બિન મેરા, ઓર ન કોઇ (૨)
એકો અલખ સ્વામી, તુંહી તુંહી હય—રામ૦
કયે દર જાવાં, જાયે સુનાવાં (૨)
દો દર નાહિ એક, તુંહી તુંહી હય—રામ૦
કલ્યાણ હાર પડયો, શરણ તુમારે (૨)
રાખો હે લાજ, હરિ તુંહિ તુંહિ હય—રામ૦

## ભગવદ્દઇચ્છાવિષે

૧૭૪

રામ રાખે તેમ રહીયે, ઓધવજી રામ રાખે તેમ રહીયે;

આપણ ચીઠીના ચાકર છૈયે—ઓધવજી૦
કોઈ દિન પેરણુ હીર ને ચીર (૨)
તો કોઇ દિન સાદા ફરીએ—ઓધવજી૦
કોઇ દિન ભોજન શીરો ને પૂરી (૨)
તો કોઈ દિન ભૂખ્યા રહીએ—ઓધવજી૦
કોઇ દિન રહેવાને બાગબગીચા (૨)
તો કોઈ દિન જંગલ રહીએ—ઓધવજી૦
કોઇ દિન સુવાને ગાદી ને તકીયા (૨)
તો કોઇ દિન ભોંયપર સુઇએ—ઓધવજી૦
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ (૨)
સુખ દુઃખ સર્વે સહીયે—ઓધવજી૦

૧૭૫-રાગ પ્રભાત

સુખ દુઃખ મનમાં ન આણિયે, ઘટ સાથે રે ઘડીયાં;
ટાળ્યાં તે કોઇનાં નવ ટળે, રઘુનાથનાં જડિયાં—સુખ૦
નળ રાજા સરખો નર નહિ, જેની દમયંતી રાણી;
અર્ધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળ્યાં અન્ન ને પાણી—સુખ૦
પાંચ પાંડવ સરખા બંધવા, જેની દ્રૌપદી રાણી;
બાર વરસ વન ભોગવ્યાં, નયણે નિંદ્રા ન આણી—સુખ૦
સીતા સરખાં સતી નહિ, જેના રામજી સ્વામી;
રાવણ તેને હરિ ગયો, સતી મહા દુઃખ પામી—સુખ૦
રાવણ સરખો રાજીઓ, જેની મંદોદરી રાણી;
દશ મસ્તક છેદાઇ ગયાં, બધી લંકા લુટાણી—સુખ૦
હરિશ્ચંદ્ર રાય સતવાદીઓ, તારાલોચની રાણી;

તેને વિપત્તિ બહુ પડી, ભર્યાં નીચ ઘેર પાણી—સુખ૦
સર્વ દેવને જ્યારે ભીડ પડી, સમર્યા અંતરજામી;
ભાવટ ભાંગી ભૂધરે, મહેતા નરસઇનો સ્વામી—સુખ૦

૧૭૬

હરિજન થઈને, હાણવરધ સુખદુઃખ મનમાં નવ ધારીયે;
ટાળ્યાં નહિજ ટળે, ઘટ સાથે ઘડીયાં હિંમત નવ હારીયે.
જુઓ કદરજ મહા દુઃખીયા કહાવ્યા રે (૨)
કદિ સુખદુઃખ મનમાં નવ લાવ્યા રે (૨)
તેથી મોહનના મનમાં ભાવ્યા રે—હરિજન૦
જુઓ પાંડવ પ્રભુજીને અતિ પ્યારા રે (૨)
પળ એક ઘડી નવ રહે ન્યારા રે (૨)
તોયે નવ ભટક્યા સંગ લઇ દારા રે—હરિજન૦
વસુદેવ દેવકીજી બંધનમાં રહ્યાં રે (૨)
બહુ કાળે બંધન દૂર થયાં રે (૨)
પ્રભુ પુત્ર થયા ને દુઃખ દૂર થયાં રે—હરિજન૦
એવું સમજીને હરખ ને શોક તજીયે રે (૨)
એકતાર મન થઇ પ્રભુને ભજીયે રે (૨)
કહે મુક્તાનંદ હરિને ભજીયે રે—હરિજન૦

૧૭૭

પ્રભુજીએ ધાર્યું હોય તે થાય—ટેક
ડહાપણ કોઇનું કામ ન આવે (૨)
કરોને કોટી ઉપાય—હાંરે હાંરે કરોને૦—પ્રભુ૦
ભીમ,અર્જુન, સહદેવ, નિકુળ, પાંચમા ધર્મ કહેવાય;
એ પાંચેના દેખતાંજી રે, સતી તે કેમ લૂંટાય—પ્રભુ૦

રામ જેવા સત પુરુષ કહીએ, ને તે પણ વનમાં જાય;
સતી સીતાને કલંક ચઢાવ્યું, તો રાવણ શિર રોળાય—પ્રભુ૦
રાજાને જ્યારે રઢ લાગી ત્યારે,મૃગયા રમવા જાય;
એ રે ઋષિને કોઇ દુભશે તેને, તરત સર્પદંશ થાય—પ્રભુ૦
પરીક્ષિત રાજાના જન્મેજય કહાવે, ને તે પણ રાજા કહેવાય;
જગન કરતાં રંભાને વરતાં, અઢાર બ્રહ્મહત્યા થાય—પ્રભુ૦
શુભ મુહૂર્ત ને શુભ ચોઘડીયાં, શુભ ગ્રહે લેવાય;
સારાં મુરત જોઇ લગન લખ્યાં, તોય રંગભરેલી રોળાય—પ્રભુ૦
હાણ વૃદ્ધિ છે હરિને હાથે, મૂરખ મન મલકાય;
કરનારો તો કરી રહ્યો છે, અણસમજુ અથડાય—પ્રભુ૦

૧૭૮

જીવ તું શીદને ચિંતા કરે, કૃષ્ણને કરવું હોય તે કરે (ટેક)
તું અંતર ઉદ્વેગ કરે, તેથી કારજ શું સરે;
ધણીનો ધાર્યો મનસુબો, હર બ્રહ્માથી નવ ફરે—કૃષ્ણને૦
દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;
જેવો જંત્ર વગાડે જંત્રી, તેવો સ્વર નીસરે--કૃષ્ણને૦
જેવું જેટલું જે જેમ કાળે, તે તેને કર ઠરે;
એમાં ફેર પડે નહિ કોઈથી, શીદ કુટાઈને મરે—કૃષ્ણને૦
તારૂં ધાર્યું થાય એટલું, હરિ ઈચ્છા અનુસરે;
સદાકાળ એ રીતે નભે નહિ, હુંપણું શિદ તું ધરે—કૃષ્ણને૦
થાવાનું અણચિંતવ્યું થાશે, ઉપનીષદ ઓચરે;
રાખ ભરોંસો રાધાવરનો, દયા તું શીદને ડરે—કૃષ્ણને૦

૧૭૯

પ્રભુને ગમે તે સમે સર્વ સહેવું,સદા રાજી રાજી રુદેમાંજ રહેવું;

કદી હેબકી હામ હૈયે ન હારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૧
સૃજ્યો ઈશ્વરે વિશ્વનો ખેલ એવો, જુઓ માંડવો મેહનો હોય જેવો;
થનારો ઘડીમાં ઘડીમાં જનારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૨
મળે એક કાળે વિવાની વધાઈ, મળે એક કાળે મહા ભોગ ભાઇ;
ન ચાલે સદા કાળ સારો નઠારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૩
જતી હોય જો આબરૂ એક કાળે, થતી હોય કાયા કદી ભંગ ભાળે;
પ્રભુની પૂરી એવી ઈચ્છા વિચારો, ઘણાં કષ્ટકાળે ઘણું ધૈર્ય ધારો. ૪
જુઓ જાનકી રામ રાજાની રાણી, ખભે તેડીને રાવણે રોતી આણી;
ધરી ધૈર્ય ને જોગ જેવો ગુજાર્યો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૫
સતી દ્રૌપદીને સભામધ્ય આણ્યાં, પતિ દેખતાં પાપીએ વસ્ત્ર તાણ્યાં;
તથાપિ ન તેણે તજ્યો પ્રાણ પ્યારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૬
પીડા ભૂપ પામ્યો હરિશ્ચંદ્ર પૂરી, જીવ્યો કષ્ટ કાળે કરીને મજૂરી;
બડા હાથી હોદ્દે હતો બેસનારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૭
કદી મિત્ર ફેરૂં મહા કષ્ટ જોઇ, ઘણાં ગાભરાં થૈ રહેવું ન રોઇ;
ઉપાયો કરી આપદાથી ઉગારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૮
કૂવામાં પડેલો કદી એક કોઇ, રહ્યો મિત્ર તેનો કૂટે માથું રોઇ;
કૂટયાથી કહો તે બચે શું બિચારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. ૯
કશી જુક્તિ ચાલે નહિ જ્યાં કદાપિ, દિલે ધારી જોવું ન રોવું તદાપિ;
ભજે દેવ શાંતિ સજે એજ સારો, ઘણાં કષ્ટકાળે ઘણું ધૈર્ય ધારો. ૧૦

૧૮૦

ગમ ન પડે નરને ગોવીંદની ગતિ ન્યારી રે—ગમ૦
અકળ કળા ઈશ્વરની એમાં શું સમજે સંસારી—ગમ૦
ઉજળો દિન દેખી જન જાણે, ન્યાલ થયો આ ટાણે;

કાલ દિવસ કેવો દેખાશે, એ તો ઈશ્વર જાણે રે—ગમ૦
પુત્ર જનમ પામ્યાથી પ્રાણી, જીવમાં હરખે જોઇ;
પલકવાર પછી શુ નીપજશે, કળી શકે નહિ કોઇ—ગમ૦
રૂડી રસોઇ તૈયાર કરીને, ભોજન પીરસ્યાં ભાણે;
ભાગ્યવિના ભોજન કરવાની, આશા ફોકટ આણે રે—ગમ૦
ચૂનાબંધ હવેલી ચણાવે, જોવા લાયક જેવી;
વાસ્તુ દિન વૈકુંઠ સીધાવે, ઈશ્વરકૃત ગતિ એવી રે—ગમ૦
મોટા મોટા મનસુબા કરી, મોટાં પગરણ માંડે,
જાણે નહિ જે જમના કિંકર, કાળ પકડશે કાંડે રે—ગમ૦
ખારા રણનાં ખૂબ ઝાંઝવાં, ભાળી નહિ ભરમાવું,
દુનીઆનાં સુખ એવાં દેખી, ફોકટ શું ફુલાવું રે—ગમ૦
સંસારી સુખ સ્વપ્ના જેવાં, નહીં ભરૂસો ઝાઝો;
સુખ પામી મગરૂર થવું નહિ દુઃખ દેખી નવ દાઝોરે—ગમ૦
મુઠ્ઠીમાં જે હવા ભરી તે, વહી જતાં શી વાર,
અવશ્ય જાણો એહ તરેહનો, સઘળો છે સંસાર રે—ગમ૦
પળમાં છાયો પળમાં તડકો, જગમાં જેમ જણાય;
રાજા પળમાં રાંક બને છે, રાંક બને છે રાય રે—ગમ૦
એક ઘડી આનંદ વધે, ને એક ઘડીમાં શોક;
એકેની સ્થિરતા નથી અંતે, ફળ તેનાં છે ફોક રે—ગમ૦
કરી શકીએ તે ઉપાય કરવા, અંતે સઘળું સહેવું;
ઈશ્વરની ઇચ્છા પરમાણે, જેમ રાખે તેમ રહેવુ—ગમ૦

૧૮૧ ( ક૦ દ૦ ડા૦ )

શ્રીજી કરે સો ભલી કરેંગે, કયું મનમેં, ગભરાતા હય. (ટેક)

ચિંતા તજો ભજો નંદનંદન, ઈતઉત તું ક્યું ધાતા હય—શ્રી૦
જીને પિંડ પ્રકાશ કિયો હય, સોઇ અન્ન પહોંચાતા હય—શ્રી૦
ભાગ લિખ્યા સો નહિં મિટેગા, હાલના વહીં જાતા હય—શ્રી૦
આયો હય સુકૃત કરનેકું, પાપ પંથ ક્યું ધાતા હય—શ્રી૦
આયો હય વેપાર કરનકું, ઉલટા મૂલ ગુમાતા હય—શ્રી૦
યાતેં મત ભૂલો તુમ પ્રાણી, એ સબ તનક તમાશા હય—શ્રી૦
ભાઈબંધ સબ કુટુંબકબીલા, એ સબ જૂઠા નાતા હય—શ્રી૦
યાતેં ભજી લેના પુરુષોત્તમ, જમકે દંડ છુડાતા હય—શ્રી૦

---

## દુઃખવિષે

૧૮૨-(નાથ કૈસે ગજકો ફંદ છુડાયો—એ રાગ)

*નાથ વિના સંકટ કોણ નિવારે
સંકટ કોણ નિવારે, નાથ વિના સંકટ કોણ નિવારે (ટેક)
ધર્મ કર્મ અમે નથી કીધાં, આવ્યા શરણ તમારે;
દીનાનાથ વિના પ્રભુ અમને, દુઃખથી કોણ ઉગારે—નાથ૦
દયા ક્ષમાના ગુણ પ્રભુ ધારે, એ વિશ્વાસ અમારે;
મંગળમય પ્રભુ પરમ કૃપાથી, પાપ સકળ સંહારે—નાથ૦
દુષ્ટ વાસના દૂર કરીને, જ્ઞાન વિવેક વધારે;
વિશ્વપિતા વિશ્વેશ્વર અમને, ભવથી પાર ઉતારે—નાથ૦

૧૮૩

*સંકટ સર્વે હરો, ભવપતિ સંકટ સર્વે હરો (ટેક)
અપરાધો અતિશય મેં કીધા (૨)

---

* માત્ર આવી નિશાની ઉપરથી પણ તે તે પદો અમદાવાદના પ્રાર્થનાસમાજની "ઇશ્વરપ્રાર્થનામાળા" માંથી રજા લઇને લીધેલા સમજવાં.

અનુગ્રહ પૂર્ણ કરો—એહાં અનુગ્રહ૦—ભવપતિ૦
અનન્ય ભાવથી રાખું તમારો (૨)
આશ્રય એક ખરો—એહાં આશ્રય૦—ભવપતિ૦
કર જોડી હું વિનતિ કરૂં છું (૨)
તે પ્રભુ ચિત્તે ધરો—એહાં તે પ્રભુ૦—ભવપતિ૦
કરુણા દૃષ્ટિથી મુજ હૃદયે (૨)
પ્રેમળ ભક્તિ ભરો—એહાં પ્રેમળ૦—ભવપતિ૦

૧૮૪

દામોદર દુખડાં કાપો રે—બળવંતા બેલી;
નંદલાલ નિજાનંદ આપો રે—બળવંતા બેલી.
વહાલાજી હું તો પળ પળનો અપરાધી (૨)
ભરેલો આધિ વ્યાધિ રે—બળવંતા બેલી.
વહાલાજી હું તો તમારા બળથી ગાજું (૨)
જાણો છો કહું શું ઝાઝું રે—બળવંતા બેલી.
વહાલાજી જેવો તેવો છું તોએ તમારો (૨)
આધાર અવર નહિ મારો રે—બળવંતા બેલી.
વહાલાજી મારૂં જોર નથી જો તરછોડો (૨)
શું રૂઠી કરે મંડોડો રે—બળવંતા બેલી.
વહાલા રે શ્રીમુખ પોતાનો કહો છો માટે લાડું (૨)
બીજું બળ ક્યાંથી કાઢું રે!—બળવંતા બેલી.
દયાના પ્રીતમ પાણિ ગ્રહ્યો છે તો નિભાવો (૨)
મારે દાસપણાનો દાવો રે—બળવંતા બેલી.

૧૮૫

મુને ઘડી નથી વિસરતા રામ, હરિવર સંકટહર્તા—ટેક

વહાલાજી મારા કરપર ગોવર્ધન ધાર્યો (૨)
વહાલે વ્રજનો દેશ ઉગાર્યો રામ—હરિવર૦
વહાલાજી મારા કાળીનાગે તે ફંદ કીધો (૨)
લટકાળે નાથી દીધો રામ—હરિવર૦
વહાલાજી મારા કંસ હતો બહુ અહંકારી (૨)
મોહનજીએ નાખ્યો મારી રામ—હરિવર૦
વહાલાજી મારા તાંદુલ સુદામાના લીધા (૨)
એના મહેલ કનકના કીધા રામ—હરિવર૦
વહાલાજી મારા કુબ્જાનું ચંદન લીધું (૨)
એને રૂપ અનુપમ દીધું રામ—હરિવર૦
વહાલાજી મારા પાંચાળી સભામાં પોકારે (૨)
ચીર પૂર્યાં પૂર્ણ મુરારે રામ—હરિવર૦
વહાલાજી મારા ભવ રે સાગરના છો ત્રાતા (૨)
પિંગળના પ્રાણજ પ્યારા રામ—હરિવર૦

૧૮૬

દુસરો કૌન સુખદાઈ,શ્યામ બિન દુસરો કૌન સુખદાઇ રે—ટેક
ધીરજતા ધ્રુવકી ઉર લાઇ, અવિચળ પદ દિયો આઇ રે;
ઝુંડે જબહી પકડયો ગજકો, છિનમેં લિયો છુડાઇ રે—દુ૦
પ્રલ્હાદકી અતિ પીડ પિછાની, પ્રગટ ભયે સ્તંભ માંહી રે;
હિરણ્યકશ્યપુ માર્યો હરિયે, નરસિંહ રૂપ બનાઇ રે—દુ૦
પાંડવકો લાખા ગૃહમેંસે, જિસને લીયા બચાઇ રે;
પાંચાળીકે ચીર પુરનકું, ધીર તજી આયે ધાઇ રે—દુ૦
જહાં જહાં ભીડ પડત ભક્તનકો, તહાં તહાં હોત સહાઇ રે;

દયાનંદકો નાથ દયાળુ, ભજો ભાવ ઉર લાઇ રે—દુ૦

## પ્રાર્થનાવિષે

૧૮૭

વિઠ્ઠલ વિશ્વાધાર પ્રભુ તું, વિઠ્ઠલ વિશ્વાધાર;
આ જગનો સૃજનાર પ્રભુ તું, વિઠ્ઠલ વિશ્વાધાર-ટેક
બ્રહ્મ ઇંદ્રાદિક દેવતા, જેને નમે છે આજ;
તે પરમેશ્વર સર્વનાં, પૂરે મનનાં કાજ—પ્રભુ તું૦
લક્ષ્મીજી પણ જેહનાં, ચરણ સેવે છે નીત;
તે પ્રભુજીનાં પદવિષે, ચોડી રાખજો ચિત્ત—પ્રભુ તું૦
ગૌતમ અત્રિ વસિષ્ઠથી, જેનાં પદ સેવાય;
એવા દેવ ભજ્યા થકી, પાપ આપણાં જાય—પ્રભુ તું૦
ધ્રુવ પ્રલ્હાદાદિક ભક્તથી, ભજન જેહનું થાય;
પુરુષોત્તમને સેવ્યા એથી કોટિ યજ્ઞ ફળ થાય—પ્રભુ તું૦

૧૮૮

*દીનનો દયાળ છોડી, કોને શરણ જાવું;
કોને શરણ જાવું પ્રભુ, કોને શરણ જાવું—ટેક
માતતાત જાણી પ્રભુ, ચરણપ્રત્યે ધાવું (૨)
પામીને પ્રસાદ પૂર્ણ (૨) કૃતકૃતાર્થ થાવું;
પ્રભુ કૃતકૃતાર્થ થાવું—દીનનો૦
નીતિ ભક્તિ રૂપી પુણ્યતીર્થમાં હું ન્હાઉં (૨)
પરમ ઇષ્ટ બ્રહ્મની હું (૨) સ્તુતી ગુણ ગાઉં;
પ્રભુ સ્તુતિ ગુણ ગાવું—દીનનો૦
પ્રભુ કૃપાનિધાનની હું પૂર્ણ કૃપા ચહાઉં (૨)

સંકટ સમયે નાથ (૨) પલ્લવ હું સહાઉં;
પ્રભુ પલ્લવ હું સહાવું—દીનનો૦
નમી નમી પરાત્પરા, હું શરણ તારે આવું (૨)
પ્રેમ પુષ્પ અંજલી હું (૨) પ્રભુપદે વધાવું;
પ્રભુ પ્રભુપદે વધાવું—દીનનો૦

૧૮૯

*અભિવંદન બ્રહ્મ પદે હું કરૂં (૨)
પ્રભુ શરણ રહી, શુભ ધ્યાન ધરૂં—અભિવંદન૦
પરમાત્મા પરમેશ તમારૂં (૨)
મંગળ નામ સદા હું સ્મરૂં—અભિવંદન૦
હૃદયવિષે વિશ્વેશ તમારી (૨)
પ્રેમળ ભક્તિ હું પૂર્ણ ભરૂં—અભિવંદન૦
દુસ્તર ભવસિંધુથી પ્રભુની (૨)
પરમ કૃપાથી હું સત્ય તરૂં—અભિવંદન૦

૧૯૦

*શરણ ખરૂં છે તમારૂં, પ્રભુજી, મારે શરણ ખરૂં છે તમારૂં,
અનુગ્રહ નાથ અપાર કીધા છે (૨)
હૃદયથકી ન વિસારૂં—હાંહાં રે પ્રભુ, હૃદય૦—પ્રભુજી—
પ્રતિપાલન પ્રભુ ધર્મ તમારો (૨)
સર્વ તણું કરો સારૂં—હાંહાં રે પ્રભુ, સર્વ—પ્રભુજી૦
નિષ્કૃતિ પાપ તણી કેમ થાશે (૨)
નિંદકૃતિ જો વિચારૂં—હાંહાં રે પ્રભુ, નિંદ૦—પ્રભુજી૦
ભજન કરી ભગવંત અંતરમાં (૨)
મંગળ ધ્યાન હું ધારૂં—હાં હાં રે પ્રભુ, મંગળ૦—પ્રભુજી૦

૧૯૧

હરિ જેવો તેવો હું દાસ તમારો, કરુણાસિંધુ ગ્રહો કર મારો(ટેક)
સાંકડયાના સાથી શામળીઆ, છો બગડયાના બેલી (૨)
શરણ પડયો ખળ અમિત કુકર્મિ, તદપિ ન મૂકો ઠેલી—હરિ૦
નિજજન જુઠાની જાતી લજ્જા, રાખો છો શ્રીરણછોડ (૨)
શૂન્ય ભાગ્યને સફળ કરો છો, પુરો બિરૂદ બળ કોડ—હરિ૦
અવળનું સવળ કરો સુંદરવર, જ્યારે જાય જન હારી (૨)
અયોગ્ય યોગ્ય પતિત કરો પાવન, પ્રભુ દુઃખ દુષ્કૃતહારી—હ૦
વિનતિવિના રક્ષક નિજ જનના, દોષતણા ગુણ માનો (૨)
સમરણ કરતાં સંકટ ટાળો, ગણો ન મોટો નાનો—હરિ૦
વિકળ પરાધીન પીડા પ્રજાળો, અંતરનું દુઃખ જાણો (૨)
આરતબંધુ સહિષ્ણુ અભયકર, અવગુણ ઉર નવ આણો—હરિ૦
સર્વેશ્વર સર્વાત્મા સ્વતંતર, દયા પ્રીતમ ગિરધારી ( ૨ )
શરણાગત વત્સલ શ્રીજી મારે, મોટી છે ઓથ તમારી—હરિ૦

૧૯૨

*અન્ય નહિ પ્રભુ ત્રાતા, તુજ વિના અન્ય નહિ પ્રભુ ત્રાતા(ટેક)
વિનય થકી હું વિનતિ કરૂં છું (૨)
વિશ્વતણા વિભુ ધાતા—એ હાં (૨)—તુજ૦
સર્વ ઋષિ મુનિ શુક સનકાદિક (૨)
તુજ મહિમા ગુણ ગાતા—એ હાં (૨)—તુજ૦
દીન દયાળ, તુજ કરુણાવિના (૨)
કોણ કરે સુખ શાતા—એ હાં (૨)—તુજ૦
આશ્રય એક તમારો ધારૂં (૨)
સુખ દુઃખના પ્રભુ જ્ઞાતા—એ હાં (૨)—તુજ૦

સાષ્ટાંગે હું વંદુ વિભુને (૨)
પર પદ મંગળ દાતા—એ હાં (૨)—તુજ૦

## દીનતાવિષે

૧૯૩

અપરંપાર પ્રભુ અવગુણ મોરા, માફ કરોને મુરારિ રે. (ટેક)
દયા ધરમની વાત ન જાણું, અધરમનો અધિકારી રે;
પાપી પૂરો જુઠાબોલો, બહુ નિરખુ પરનારી રે—અપ૦
સાધુ દૂભ્યા બ્રાહ્મણ દૂભ્યા, ભક્ત દૂભ્યા બહુ ભારી રે;
માતપિતા બંનેને દૂભ્યાં, ગરીબનકું દીની ગારી રે—અપ૦
ભજન થાય ત્યાં નિંદ્રા આવે, પરનિંદા બહુ પ્યારી રે;
મિથ્યા સુખમાં આનંદ માનું,બહુ રાખું હુશીઆરી રે—અ૦
સંસારસાગરમાં મોહજળ ભરીયો,સઘળે ભરીયો ભારી રે;
તુલસીદાસ ગરીબકી વિનતિ,અબ તો લિયો ઉગારી રે-અ૦

૧૯૪

*અપરાધો અમારા પ્રભુ અતિ ઘણા રે (૨)
કૃપાસિંધુ તમે, ક્ષમા કરો અપરાધ—અપરાધો૦
દોષ જોઈ નહિ રોષ કરો છો (૨)
દયાનિધિ દયામાં, નથી કાંઈ મણા રે—અપરાધો૦
અભિલાષા રાખીયે તમારી (૨)
અન્ય આશ્રય નથી, પ્રભુ તુજ વિના રે—અપરાધો૦
અનુગ્રહ સ્મરી અભિવંદન કરિયે (૨)
તુજ ચરણ પ્રત્યે; સત ચિદ્ઘના રે—અપરાધો૦

૧૯૫

*અપરાધ ક્ષમા કરો મારો, પ્રભુ અપરાધ ક્ષમા કરો મારો.
નિંદિત કર્મો જે મેં કીધાં (૨) તે પ્રભુ સર્વે નિવારો—પ્ર૦
શરણે રહી પ્રભુ ચરણે વંદું (૨) ભવજલ પાર ઉતારો—પ્ર૦
દાસ તણું રક્ષણ કરવાનો (૨) છે પ્રભુ ધર્મ તમારો—પ્ર૦
કર જોડીને વિનતિ કરૂં છું (૨) સંકટ સર્વે નિવારો—પ્ર૦

૧૯૬

મારી ગતિ કેમ કરશો જદુનાથ (૨)
કેમ કરશો જદુનાથ—મારી ગતિ૦
માયા મદના કેફમાં રે, ભૂલ્યો તમારૂં નામ (૨)
માતાજીના ઉદરમાં રે કાંઇ, વચન દીધું તમ હાથ—મારી૦
હું જુઠો મારી કાયા જુઠી, તન મન જુઠું જાણ (૨)
તમારી કૃપાથકી રે કાંઇ, તૃણમાં મેરુ થાય—મારી૦
એક આશરો તમ તણો, બીજાની નહિ આશ (૨)
**ગરીબ** હરિના દાસની રે પ્રભુ, લાજ તમારે હાથ—મારી૦

૧૯૭

શ્રી વલ્લભ વિઠ્ઠલ શ્રીજી સ્વામી, શામળીઆ વાલા.
સઘળું સમજો છો અંતરજામી, નંદલાલા.
ભય તો લાગે છે મુજને ભારી, શામળીઆ વાલા;
અંતકાળે શી વલે થાશે મારી, નંદલાલા.
સેવા સ્મરણ ના ભાવે કીધું, શામળીઆ વાલા;
રંક સાધુને દુઃખ દીધું, નંદલાલા.
હીણો શાસ્ત્રીય સહુ ધર્મે, શામળીઆ વાલા;
પરિપૂરણ છું હું કર્મે, નંદલાલા.

સહુ જાણે છે ભક્ત સાચો, શામળીઆ વાલા;
પાખંડી પુરાતનથી કાચો, નંદલાલા.
બાંહ્ય ગ્રહ્યાની લાજ ધરજો, શામળીઆ વાલા;
પીડા ન પામું એવું કરજો, નંદલાલા.
સન્મુખ લોચનમાં આવી રહેજો, શામળીઆ વાલા;
દોષ ન જોશો દરશન દેજો, નંદલાલા.
શ્રીમુખ બોલ્યા તે સાચું કરજો, શામળીઆ વાલા;
દાસ દયાનાં દુઃખ હરજો, નંદલાલા.

---

૧૯૮–નાથ કૈસે ગજકો ફંદ છુડાયો–એ રાગ

કૌન કુટિલ ખલકામી, મો સમ, કૌન કુટિલ ખલકામી–મો૦
તુમસે કહા છીપા કરુણાનિધિ, તુમ ઉર અંતરજામી–મો૦
ભરી ભરી ઉદર વિષયરસ પીવત, જેસે શકર ગ્રામી (૨)
જો તન દિયો તાહી બિસરાયો, એસો નિમકહરામી–મો૦
જહાં સતસંગ તહાં અતિઆળસ, વિષય સંગ વિસરામી (૨)
શ્રીહરિ ચરન છાંડી ઓરનકી, નિશદિન કરત ગુલામી–મો૦
પાપી પતિત અધમ પરનિંદક, સબ પતિતનમેં નામી (૨)
કીજે કૃપા દાસ તુલસીપર, સુનીયે શ્રીપતિ સ્વામી–મો૦

૧૯૯–લલિત છંદ

સકળ વિશ્વના, નાથ શ્રીહરિ, મલિન વાસના, ટાળ માહરી;
અધિક બુદ્ધિ તું, શુદ્ધ આપજે, પ્રભુ કૃપા કરી, કષ્ટ કાપજે.
નવ કદી કરી, ભક્તિ ભાવથી, નવ કથા સુણી, નીજ કાનથી;
ભજન ના કર્યું, તેમ તાહરું, હરિ ભલું થશે, કેમ માહરું.
બહુ બહુ કુડાં, કર્મ મેં કીધાં, ધન ધુતી કરી, પારકાં લીધાં;

ગરીબ રંકને, દુઃખ આપીઆં, તરુ સુધર્મનાં, તેહ કાપીઆં.
અધિક લોભની, લાલચે ફસી, ફિકર ના ધરી ચિત્તમાં કશી;
કથન કંઈ કુડાં મેં મુખે કર્યાં, વચન નીતિનાં, સર્વ વીસર્યાં.
કરવડે કદી, ધર્મ ના કર્યાં, પણ અધર્મના કોથળા ભર્યાં;
જગનનાથ હું, ના ડર્યો જરી, લુણહરામી મેં, તુજસું કરી.
ચરણથી કદી, ચાલી ના ગયો, પ્રભુ સુપંથમાં, દૂર તો રહ્યો;
ચરણ પાપને, પથ તો ધર્યો, દિલવિષે નહિ, દોષથી ડર્યો.
છલ પ્રપંચને, ધૂર્ત કામમાં, નવ કદી મૂકી, ઓછી હામમાં;
અધમ જાતનો, પ્રાણી હું ખરો, પ્રભુ તુંથી રહ્યો, સર્વદા પરો.
કર ગમે તને, તે હરિ હવે, અહીં બળું છું હું, શોકના દવે;
દુઃખથી છુટકો, નાથજી કરો, અરજ દાસની દીલમાં ધરો.

૨૦૦

ચાકર રાખોજી રે, અમને ચાકર રાખોજી,
શામળીયા ગિરધારી લાલ, ચાકર રાખોજી.
હજુરી ચાકર રહેશુજી (૨)
મોહન મોરલીવાળા બાપ ચાકર રહેશુંજી.
ચાકરીમાં સમરણ માગું, દર્શન માગું ખરચી;
ભાવ ભક્તિ ઝાઝેરી માગું, ચારે વાતો સરખી—અમને૦
જપ કરવાને બ્રાહ્મણ સરજ્યા, તપ કરવા સંન્યાસી;
ભજન કરવા સંત સરજ્યા, વૃંદાવનના વાસી—અમને૦
રાઠોડા ઘેર દીકરી, ને રાણાજી ઘેર નાર;
શામળીયા તારે કારણે, મેં તો છોડ દિયો સંસાર—અમને૦
ચાકર રહેશું ને બાગ બનાવશું, નિત્ય નિત્ય સેવા કરશું;

બાઈ મીરાં કહે ગિરધારીલાલ, રાધેગોવિંદગાશું—અમને૦

## ઈશ્વરનાં વખાણવિષે

### ૨૦૧—રાગ પ્રભાતિ

જોને જગત કરતારને, નથી એ પ્રભુ અળગો;
વેલો જોતાં વિશ્વનો,જઇ મૂળને વળગ્યો—ટેક
ભાસ જેવો ભાનુતણો, ત્રણે લોકમાં પડીઓ;
ચંદ્ર તારા ચળકી રહ્યા, દેખે સઉની આંખડીઓ—જો૦
વ્યાપક સઘળા વિશ્વમાં, એ છે અંતરજામી;
જીવ સકળ રહે જીવતા, એની સત્તા પામી—જોને૦
ઈશ્વરની સત્તાવડે, વદે વિધ વિધ વાણી;
ૐકારરૂપે એ હરિ, જપે જીવ તે જાણી—જોને૦
જળ જંતુ જળમાં ઘણાં, ઉપજે જળ જોગે;
તે જીવે તેના વડે, મરે તરત વિયોગે—જોને૦
એમ પ્રભુને આશરે, જીવે સહુ પ્રાણી;
ઉપજાવે આપે વળી, પાળે પ્રિય જાણી—જોને૦
સુરતા સરજનહારની, સહુ ઠામે સરખી;
પરમ શક્તિ પ્રભુને વિષે, પ્રાણી જોને પરખી—જોને૦
ભૂલી પ્રભુને જે ભમે, તે અધમ અભાગી;
જન છોટમ જગદીશને, ભજ રે ભ્રમ ત્યાગી—જોને૦

### ૨૦૨—રાગ પ્રભાતિ

નથી રે અજાણ્યું મારા નાથનું, જે છે અંતરજામી;
તું નથી લહેતો તેહને, એ તો તુજમાં ખામી—ટેક૦
વ્યાપક સઘળા વિશ્વમાં; જોને શક્તિ છે જેની;

અણુએ અજાણ્યું નવ રહે, અદ્ભુત ગતિ એની—નથી૦
વિજળી કેરા તારમાં, વાત જાય છે વહેલી;
જાણ શક્તિ જગદીશની, જણવે તે કરતાં પહેલી—નથી૦
જીવનદોરી જીવની, જગદીશને હાથે;
પ્રાણી માત્રના પિંડની, જાણ્ય સઘળી સાથે—નથી૦
આપણે અંગે જે અડે, મન ઝટપટ જાણે;
સૌનાં મનનું શ્રીહરિ, પરખે એજ પ્રમાણે—નથી૦
જ્ઞાન ઇંદ્રિય ને મન વડે, કૃત્ય જે જે કરવું;
માઠું કરતાં મન વિષે, ઈશ્વરથી ડરવું—નથી૦
પ્રાણી તણાં પુણ્ય પાપનું, જેના હાથમાં પાનું;
સાક્ષી સર્વે કર્મનો, તેથી ક્યમ રહે છાનું—નથી૦
હુકમ હરિનો શીર ધરી, કામ સઘળાં કરીએ;
છોટમ તેની કૃપા થકી, ભવસાગર તરીએ—નથી૦

૨૦૩—છંદ ભુજંગી

તમે સર્વ સંસાર વિસ્તાર કીધો, તમે સર્વને સુખનો સાજ દીધો;
તમે વિશ્વ વિશ્રામના ઠામ જેવા, દયાળુ તમોને નમું દેવદેવા.
તમે પૃથ્વી સાથે સ્રજ્યાં સર્વ પ્રાણી, તમે વેદવિદ્યા વિશેષે વખાણી;
તમે માણસોને દીધા મિષ્ટ મેવા, દયાળુ તમોને નમું દેવદેવા.
તમારા ગુણો શેષ મહેશ ગાવે, તમારા પુરા પાડનો પાર નાવે;
તમે છો ત્રિલોકી તણા તાત જેવા, દયાળુ તમોને નમું દેવદેવા.
ભજે શેષ ને શારદા ચંદ્ર ઇંદ્ર, ભજે આપને નિત્ય મોટા મુનીંદ્ર;
સદાશિવ જેવા સજે નિત્ય સેવા, દયાળુ તમોને નમું દેવદેવા.

૨૦૪—બેડો બાઇ બુડતો તારો—એ રાહ

પ્રભુ છો મંગળકારી રે, મહેશ્વર ભવભય હારી. (ટેક)

બ્રહ્મ સચ્ચિદ્દઘન મુક્તિ પ્રદાતા, સકળ સૃષ્ટિના ભૂપ;
એક અખંડ ચરાચર સ્વામી, અનુપમ શાંત સ્વરૂપ—પ્રભુ૦
જય જય જય જય જય જગદીશ્વર, જય પ્રભુ કરુણાનિધાન;
જય પરબ્રહ્મ પરેશ્વર દાતા, જય શુદ્ધ શક્તિમાન—પ્રભુ૦
સૃષ્ટ વસ્તુથી ભિન્ન છતાં છો, અંતર્યામી ઈશ;
શુદ્ધ ભક્તિમાં લીન કરી લો, એજ માગું જગદીશ—પ્રભુ૦
શરણુ તમારૂં ગ્રહણ કીધું છે, રાખી મને વિશ્વાસ;
ચરણુ પ્રત્યે પ્રભુ રાખો અમોને, જાણી પોતાના દાસ—પ્રભુ૦
(પ્રભુપ્રાર્થનાસંગ્રહમાંથી)

૨૦૫

સર્વે ગુણુ સંપન્ન સ્વામી રે, સ્તવું તુંને અંતર્યામી. (ટેક)
જય જગત્રાતા વિશ્વવિધાતા, સદ્દગુણુ દાતા મહેશ (૨)
મહા મુનીશ્વર તુજ ગુણુ ગણુતાં, પાર ન પામ્યા લેશ—સ૦
એક અજાત અદ્વૈત તમે છો, પૂરણુ બ્રહ્મ પરેશ (૨)
અદ્દભુત તારી કૃતિઓ જણાયે, વિશ્વવિષે વિશ્વેશ—સ૦
ઓ પ્રભુ તારી પ્રભુતા મોટી, વાણીથી નવ વર્ણાય (૨)
પરમ કૃપાળુ પરમ પ્રેમાળુ, પરમ ન્યાયી છો સદાય—સ૦
નમી નમીને પ્રેમ થકી હું, વિનવું જોડી હાથ (૨)
મોક્ષગતિ મને આપો પ્રભુજી, શરણે આવ્યો છું નાથ—સ૦
(પ્રભુપ્રાર્થનાસંગ્રહમાંથી)

૨૦૬

જય જગપાળ દયાળ હરિ તું (૨)
અમને સુમતિ દે કરુણા કરી તું—જય૦
જેથી અમે તારૂં ચિંતવન રોજે (૨)

કરીયે ઉલટથી મગન રહી મોજે—જય૦
સુરજ ચંદ્ર ગગનના તારા (૨)
અદ્ભુત એ છે ચમત્કાર તારા—જય૦
ભોગવીએ સુખ અહીં તુજ નામ (૨)
ઠરીએ નીરાંતે પછી સ્વર્ગ ઠામે—જય૦

૨૦૭

જય જય જગત્કર્તાર, ભવભર્તાર તું ભગવંત છે;
અત્યંત તું શ્રીમંત ને, ઐશ્વર્યવંત અનંત છે.
તું તારનાર ઉગારનાર, નિવારનાર અનિષ્ટનો;
તું સ્થાપનાર ઉથાપનાર, તું આપનાર અભીષ્ટનો.
તું સકળ સ્વામી અમલ નામી, ધામી અવિચળ ધામનો;
શશિ સૂર્ય શૈલ સમુદ્ર સૌ, સ્રજનાર તુંજ તમામનો.
પ્રભુ તુજ ચરિત્ર વિચિત્ર ચિત્રજ, ચિત્ર જગત પવિત્ર છે;
ધુની વાયુ વારિ પ્રવાહિની, દશ દિશ તુજ વાજીંત્ર છે.
તું તૃણતણો પર્વત કરે, પર્વતતણો તૃણ તું કરે;
સ્મરતાંજ સદ્ય સહાય થઇ, તું હદ વિના હરકત હરે.
તુજ અકળ માયા સકળ સ્થળ પ્રભુ, પ્રબળ બળ છે તુજતણું;
ઘટઘટ તણી ઘડી સુઘડ ઘટના, ઘટિત કાર્ય કર્યું ઘણું.
ભયભીતનો ભય ભાંગીને, ભવસુખ ભરે ભગવાન તું;
ગુણગાન સુણીને કાનથી, દે છે અમરપદ દાન તું.
પ્રભુ ગરીબના પોકાર તું, સુણનાર સત્ય સમર્થ છે;
બકવાદ તુજ જશ બાદ, વાદવિવાદ સઘળા વ્યર્થ છે.
તું એક ઈશ હરેક જનનો, નામ ભિન્ન અનેક છે;

તું સર્વની અરજી સુણે છે, નિયમ તારો એક છે.
(ક૦ દ૦ ડા૦)

૨૦૮

પ્રભુ દીનદયાળુ, પરમ કૃપાળુ, કરુણાળુ કૃપાનાથ;
એ છે રાજાનો રાજા, મોટો મહારાજા, સ્વર્ગના રાજાની માથ.
નથી અન્ય કોઇ એવો, બીજો આ જેવો, સેવો જેથી જાય દુખ;
તમે તેને તજીને, બીજો ભજીને, શું સજી લેશો સુખ.
એણે પશુને સરજ્યાં, પક્ષિને સરજ્યાં, વનફળ ને ફુલઝાડ;
એણે સુરજ સરજ્યા, ચંદ્રને સરજ્યા, પાણી સરજ્યાં અને પહાડ.
એનાં શુક સનકાદિક, નારદને વળી, શારદ ગાય છે ગીત;
એને શેષ મહેશ સુરેશ ગણેશ, દિન રટે છે નીત.
ઋષિ સહસ્રઅઠયાસી, સિદ્ધચોરાશી, શાસ્ત્ર તપાસીને જોય;
તોએ દાનવ, દેવ કે ગાંધર્વમાં એથી, ઉત્તમ દીઠો ન કોય.

૨૦૯

દયાળુ જગસર્જનહાર રે, દીનનાં દુઃખ હરનાર રે. (ટેક)
તું કારક પ્રતિપાલક તારક, નિર્મળ નિત્ય ઉદાર;
ક્ષમા કૃપારૂપ નેત્રે નિહાળીને, હીણ અધમીને ઉદ્ધાર રે—દ૦
ક્ષુદ્ર વિષયના ક્ષણિક સુખસારૂ, કીધાં છળ કપટો નિરધાર;
સ્વાર્થે સંતાપ્યા સાધુ સુશીલ જન, તે અપરાધ નિવાર રે—દ૦
અંતસમય મને અન્ય ન સુઝે પ્રભુ, તુજવિણ કોણ સુખકાર;
કુટીલ કુછંદીને સુમાર્ગ સુઝાડી, ભવસાગર પાર ઉતાર રે—દ૦

૨૧૦

*પ્રભુ સર્વ શક્તિમાન, કરુણા કૃપાનિધાન,
ધરીએ તમારૂં ધ્યાન સન્નિધ પધારો;

ભગવંત તું સમાન, નથી કોઇ બળવાન,
સંકટ સેવક તણાં, સઘળાં નિવારો—પ્રભુ સર્વ૦
અનુગ્રહ ઉપકાર, કરો તમે વારંવાર,
ચિત્તથી તમારા પ્રભુ કદી ના વિસારો;
કીધા બહુ અપરાધ, ક્ષમા કરો વિશ્વનાથ,
વિભુ માત તાત તમે, કરુણા વિસ્તારો—પ્રભુ સર્વ૦

૨૧૧

*મંગળ છે નામ તારૂં, મંગળ છે ધામ તારૂં,
મંગળ છે કામ તારૂં, ત્રિભોવન નાથ તું;
તુજ પદ છે વરદ, કૃત કર્મ ફળપ્રદ,
અવ્યકત અખંડ એક, અકળ અબાધ તું—મંગળ૦
એવો તું પ્રભુ મહાન, સઘળે વિરાજમાન,
જાણી લે બધી અમારી, અંતરની વાત તું;
અવગુણ છે અગાધ, ગણના ન થાય નાથ,
તરવું છે તારે હાથ, પ્રભુ માત તાત તું—મંગળ૦

૨૧૨

કૃપાસિંધુ ઈશ એક અવિકારી (૨), વિના વિશ્વ,
હાં હાં રે વિના વિશ્વ, બધું નાશકારી—કૃપા૦
થાપો ઉથાપો જગત કૃતિને, અનહદ લીલા વધારી;
તર્કથી તત્ત્વોનો પાર ન પામે, તો શેષમતિ જાય હારી—કૃ૦
દીન દયાળ જગત પ્રતિપાળક, ટાળ વિપત્તિ અમારી;
ભક્તોનું રક્ષણ પોષણ કરીને, દાખવી છે બલિહારી—કૃપા૦
પ્રેમે પ્રણિપત નિત્યે કરીને, માગીએ એજ મુરારી;
કાન ચરણ શરણે નિત્ય રાખો, મનોવિકાર વિદારી—કૃપા૦

૨૧૩

જી રે સુંદર શ્યામ સોહામણા (૨) જેને નિગમ નિરંતર ગાય.
તેને ભજો ભાવશુ (ટેક)
જી રે શીવ વિરંચીને શારદા (૨)
રજ ચરણકમળ ચિત્ત ચહાય-તેને૦
જેણે પાણીમાં પથ્થર તારીયા (૨)
એવો નામ તણો મહિમાય-તેને૦
જેણે તાર્યો અજામેલ પાતકી (૨)
ગજ ગુણકાની કીધી સહાય-તેને૦
જેણે દ્રુપદીનાં પટ પૂરીયાં (૨)
એવા અગણિત ગુણ ન ગણાય-તેને૦
જીરે દાસ તણાં દુઃખ ટાળવા (૨)
એક શ્વાસે ઉઠીને ધાય-તેને૦
જી રે અવગુણ સામું જુએ નહિ (૨)
એવા ગુણવંતા ગોકુળ રાય-તેને૦
જેનો ઠોર નહિ ત્રિલોકમાં (૨)
તે તો હરિને શરણે સમાય-તેને૦
જી રે અખિલ લોકનો આતમા (૨)
જેના સમરણથી સુખ થાય-તેને૦
જી રે પ્રીતમ પ્રભુને સંભાળતાં (૨)
દુઃખ જનમમરણ મટી જાય-તેને૦

૨૧૪-રાગ વણજારો

પરબ્રહ્મ અનંત અપારા, કેમ વર્ણવું હું ગુણ તારા (ટેક)
પ્રભુ શીશ ધરૂં તુજ ચરણે, મને રાખો સ્વામી શરણે;

છો આતમના આધારા, કેમ વર્ણવું હું ગુણ તારા.
પ્રભુ પ્રાણીનાં દુઃખ કાપો, સદ્બુદ્ધિ સૌને આપો,
વાહ સૃષ્ટિના કરનારા, કેમ વર્ણવું હું ગુણ તારા.
સહુ પ્રાણીના છો ત્રાતા, અને તાત માત ને ભ્રાતા;
દીન દાસ છીએ સૌ તમારા, કેમ વર્ણવું હું ગુણ તારા.
તમે સ્થાવર જંગમ ધાતા, છો શાંતિતણા રે પ્રદાતા;
છે પાડ અપાર તમારા, કેમ વર્ણવું હું ગુણ તારા.
તમે નિર્વિકાર નિરંજન, કરો ભક્તતણાં દુઃખ ભંજન;
છો સૃષ્ટ વસ્તુથી ન્યારા, કેમ વર્ણવું હું ગુણ તારા.
નથી વર્ણનશક્તિ મુજને, નથી વર્ણવી શકતો તુજને;
છો પૂરણ બ્રહ્મ અપારા, કેમ વર્ણવું હું ગુણ તારા.
હું છું દીન સેવક તમારો, કરશો કરુણાથી નિસ્તારો;
છો પ્રાણિ પાલનહારા, કેમ વર્ણવું હું ગુણ તારા.
તુજ સરખો સૃષ્ટિમાં ન કોયે, તો ઉત્તમ ક્યાંથી હોયે;
હે ત્રિલોક સરજનહારા, કેમ વર્ણવું હું ગુણ તારા.

૨૧૫–રાગ સદર

તમે પૂર્ણ પ્રભુ છો અપારા, કીધાં અદ્ભુત કાર્યો સારાં–ટેક
પ્રભુ ધ્યાન ધરૂં તુજ ચરણે, મને રાખો સ્વામી શરણે;
તમે વિશ્વતણા રચનારા, કીધાં અદ્ભુત કાર્યો સારાં.
કીધાં અખિલ ભુવન સંસારા, વળી સૂર્ય શશી ને તારા;
તે તો તેજતણા અંબારા, કીધાં અદ્ભુત કાર્યો સારાં.
ગતિ ગહન પ્રભુજી તમારી, તેમાં મતિ ન પોચે અમારી;
તમે શાંતિ અને સુખકારા, કીધાં અદ્ભુત કાર્યો સારાં.

પ્રભુ દાસ જાણી દુઃખ કાપો, શુદ્ધ ભક્તિ તમારી આપો;
નીતિ ભક્તિ દે સ્વામી અમારા, કીધાં અદ્‌ભુત કાર્યો સારાં.
તારે આધિન છે જગતંત્ર, તમે એકજ છો સ્વતંત્ર;
છે પ્રૌઢ પ્રતાપ તમારા, કીધાં અદ્‌ભુત કાર્યો સારાં.
પ્રભુ પાપ કીધાં તે અમાપો, પ્રભુ કષ્ટ કૃપાથી કાપો;
ધન્ય ધન્ય છો જગ કરનારા, કીધાં અદ્‌ભુત કાર્યો સારાં.
પ્રભુ અગણિત છે ઉપકારો, માનું સત્ય આધાર તમારો;
તમે પ્રાણીના હિતકારા, કીધાં અદ્‌ભુત કાર્યો સારાં.

(પ્રભુપ્રાર્થનાસંગ્રહમાંથી)

૨૧૬–રાગ સદર

છો અજર અમર અવિકારા, પ્રભુ પ્રાણીના પ્રતિપાળા.(ટેક)
નિરાકાર નિરંજન સ્વામી, તુજ ચરણે રહું શીશ નામી;
છે પાડ અગાધ તમારા, પ્રભુ પ્રાણીના આધારા.
મને આજ સુધી સુખ આપ્યું, વળી દેવ તમે દુઃખ કાપ્યું;
જેથી રોજ સ્મરૂં ઉપકારા, પ્રભુ પ્રાણીના આધારા.
તમે શુદ્ધ સતો ગુણ ધાતા, છો પૂરણ બ્રહ્મ સાક્ષાતા;
ગુણ સંપન્ન છો અવિકારા, પ્રભુ પ્રાણીના આધારા.
અહો દેવ અદ્વિતીય અજાતા, તમે વિશ્વતણા છો ત્રાતા;
છો પૂરણ પૂજ્ય અમારા, પ્રભુ પ્રાણીના આધારા.
નથી અન્ય આધાર અમારો, એવા ધાડ મને છે વિચારો;
તમે સર્વ તણા સુખકારા, પ્રભુ પ્રાણીના આધારા.
પરબ્રહ્મ સદા સુખશાતા, તુજ શુભ ગુણ મુનિજન ગાતા;
તોએ પાર ન પામ્યા અપારા, પ્રભુ પ્રાણીના આધારા.
હું અલ્પ પ્રાણી બિચારો, મુજ વાણી દીન સ્વીકારો;

શાંતિ જગમાં વ્યાપો જગધારા, પ્રભુ પ્રાણીના આધારા.
(પ્રભુપ્રાર્થનાસંગ્રહમાથી)

૨૧૭

અહો વિશ્વપતિ પરમાત્મન્, જગદીશ્વર હે જગદાત્મન્;
સુણો નમ્ર વિનતિ અમારી, પ્રભુ ચાહું કૃપા હું તમારી.
કૃપાવારિ વહે છે નિરંતર, જેમાં લેશ ન આવે અંતર;
જપે ભક્ત સકળ ગુણધારી, પ્રભુ ચાહું કૃપા હું તમારી.
નિત્ય માનું બહુ ઉપકારો, અપરાધ ક્ષમા કરો મારો;
તમે આનંદઘન સુખકારી, પ્રભુ ચાહું કૃપા હું તમારી.
સ્તુતિ પ્રાર્થના નિત્યે ગાઈએ, તવ ચરણ સમીપે ધાઇએ;
હે અમૃતના અધિકારી, પ્રભુ ચાહું કૃપા હું તમારી.
આશીર્વાદ અમોને આપો, જેથી થાય નિકંદન પાપો;
કરો નિર્મળ વૃત્તિ અમારી, પ્રભુ ચાહું કૃપા હું તમારી.
( પ્રભુપ્રાર્થના સંગ્રહમાથી )

૨૧૮

નમસ્તે નમસ્તે નમસ્તે પ્રભુજી, નમસ્તે નમસ્તે અખંડા વિભુજી;
નમસ્તે નમસ્તે સદા કષ્ટહારી, નમસ્તે નમસ્તે પ્રભુ નિર્વિકારી.
નમસ્તે નમસ્તે પ્રભુ દીનબંધુ, નમસ્તે નમસ્તે મહા જ્ઞાનસિંધુ;
નમસ્તે નમસ્તે પ્રભુ દીન દાતા, નમસ્તે નમસ્તે ચિદાનંદ ધાતા.
નમસ્તે નમસ્તે વિભુ વિશ્વકર્તા, નમસ્તે નમસ્તે સદા સૃષ્ટિ ભર્તા;
નમસ્તે નમસ્તે વિભુ વિશ્વપાળા, નમસ્તે નમસ્તે દયાળા કૃપાળા.
નમસ્તે નમસ્તે કૃપાનાથ ત્રાતા, નમસ્તે નમસ્તે વિભુ હે અજાતા;
નમસ્તે નમસ્તે વિભુ વિશ્વભૂતા, નમસ્તે નમસ્તે સદા શાંતરૂપા.
(પ્રભુપ્રાર્થનાસંગ્રહમાથી)

૨૧૯—શાર્દૂલ વિક્રીડિત છંદ

*જે છે એક અખંડ મંગળનિધિ જે છે જગત્કારણ,
જે છે પાલક સત્ય સર્વ જીવના, જે છે મહા પાવન.
જેનું ધ્યાન ધરી મહર્ષિ મુનિઓ, નિત્યે કરે પ્રાર્થના;
તેને પૂજ્ય ઉપાસ્ય માની કરીએ, નિત્યે અમે વંદના.

૨૨૦

*વંદું હું પરમેશ વ્યાપ્ત વિભુને, વંદું જગાધીશને;
વંદું સર્વ શરણ્ય સત્ય પદને, વંદું સદા ઈશને.
વંદું દેવ દયાનિધે ચિદ્દ્ઘના, વંદું હું વિશ્વેશને;
વંદું હું પરમાત્મ પૂર્ણ પ્રભુને, વંદું પરિબ્રહ્મને.

૨૨૧—સવૈયા

ઓ પ્રભુ તું કરુણાકર કોમળ, કોટિ કળાતણું કારણ તું છે;
ઓ પ્રભુ તુંજ અધિપતિ એક, સુધારણ ધર્મ ઉદ્ધારણ તું છે.
ઓ પ્રભુ તું ભયભંજન ભૂધર, ભાવિકનો ભવતારણ તું છે;
ઓ પ્રભુ તું જન સર્વ તણો પતિ દોષદારિદ્રય વિદારણ તું છે.

૨૨૨

હારી રહ્યા મનમાંહી મુનીશ્વર, વિશ્વપતિ તણી વાત વિચારી;
તર્ક કરી કરી તત્ત્વ જડયું નહિ, દૃષ્ટિ ઘણી દિલ ઉંડી ઉતારી.
માન તજી અનુમાન કરી લખ્યું, કે મનવાણી ન પહોંચે અમારી;
કેમ શકે કહી કોઇ કવીશ્વર, ઈશ્વરની ગતિ વિશ્વથી ન્યારી.

૨૨૩

જય સુખદાયક, જે દુઃખઘાયક, જે વરદાયક, વિશ્વવિધાતા;
જય જગકારણ, જે જગધારણ, જે જગતારણ, જે જગત્રાતા.
જય ગુણકારક, જે જગઠારક, દોષનિવારક, ઈશ અજાતા;

જય વિશ્વેશ્વર, જે પરમેશ્વર, દેવ દીનેશ્વર, જે મતિદાતા.
( ૪૦ ૬૦ ૩ા૦ )

---

## ૨૨૪-આરતિ

જય દેવ, જય દેવ;
જય જય જગકર્તા, પ્રભુ જય જય જગકર્તા,
ભગવત તું ભવભર્તા (૨) હરકત સંહર્તા—જય૦
પૂરણ પરમ પરાક્રમી, પ્રભુ વિભુ પરમાત્મા—પ્રભુ વિભુ૦
સકળ કળાધર શ્રીમત (૨) ધીમત ધરમાત્મા—જય૦
તું સચરાચર સ્વામી, બળવંત બહુ નામી—પ્રભુ બળ૦
વિમળ મંડળ વિશ્રામી (૨) ધન્ય અચળ ધામી—જય૦
તત્ત્વ સકળ ગુણ તારા, સર્વ થકી સારા—પ્રભુ સર્વ૦
અંતર્યામી અમારા (૨) પ્રાણથકી પ્યારા—જય૦
કરુણાકર ઉપકારી, ધર્મ બિરદ ધારી—પ્રભુ ધર્મ૦
તેં ભવપાર ઉતારી (૨) અગણિત નરનારી—જય૦
તુજ મહિમા બહુ મોટો, શુભ તારી શક્તિ—પ્રભુ શુભ૦
સુરનર મુનિવર માગે (૨) ભલી તારી ભક્તિ—જય૦
હે હરિ ! હરકત હરજો, કરુણા ઘણી કરજો—પ્રભુ કરુણા૦
અભય કરણ આદરજો (૨) ઉર અરજી ધરજો—જયદેવ૦
( ૪૦ ૬૦ ૩ા૦ )

## ૨૨૫-ભુજંગી છંદ

*તમે છો પ્રભુ અન્નદાતા અમારા,
તમે છો પ્રભુ સર્વથી શ્રેષ્ઠ સારા;
તમે છો અમારા પ્રભુ માઇ બાપ,

અમે દંડવત વંદિયે વિશ્વનાથ.
તમારી સ્તુતિ વેદશાસ્ત્રે વખાણી,
વિરામી મુનિયો તણી વૃત્તિ વાણી;
જગાધીશ તારા ગુણો છે અમાપ,
અમે દંડવત વંદિયે વિશ્વનાથ.

## પ્રભુકૃપાનીયાચના

૨૨૬

કૃપા વિના પ્રભુજી, કેમ કાર્ય સરે રે (૨)
કેમ કાર્ય સરે રે, કેમ કાર્ય સરે રે—કૃપા૦
અવલંબન આધાર તમારો (૨)
તમ વિના અમારાં કષ્ટ કોણ હરે રે—કષ્ટ૦—કૃપા૦
જગત તણું રક્ષણ કરવાને (૨)
પ્રભુ પ્રતિજ્ઞા તમારી, કદી નવ ફરે રે—કદી૦—કૃ૦
શરણ તમારૂં ગ્રહણ કીધું છે (૨)
ભવસિંધુ થકી તે તો સત્ય તરે રે—તે તો૦—કૃપા૦

૨૨૭

કૃપા કરો કીરતાર, અમોપર કૃપા કરો કીરતાર,
હે પ્રભુ જગદાધાર, અમોપર કૃપા કરો કીરતાર.
તારી કૃપા વિના પ્રભુ, અમથી કાંઇ ન થાય (૨)
પણ જો તું જ કૃપા કરે, તો રંક બની જાય રાય—અમો૦
સાચા સેવક તાહરા, કદી ન થાય નિરાશ (૨)
એમ અમો મન માનીએ, તુજ દાસોના દાસ—અમો૦
કર જોડી જન સૌ અમે, નમીએ તુજને શીશ (૨)

અમો માગીએ એટલું, હે જુગના જુગદીશ—અમો૦

## પ્રેમવિષે

૨૨૮

પ્રેમની વાત છે ન્યારી,
ઓધવજી પ્રેમની વાત છે ન્યારી ( ૨ )
પ્રેમની વાતોમાં ઓધા, તમે શું જાણો (૨)
બીજા શું જાણે સંસારી—ઓધવજી૦
પ્રેમની વાતોમાં ઓધા, બ્રહ્માજી ભૂલ્યા (૨)
વેદ મેલ્યા છે વિસારી—ઓધવજી૦
તમારો રંગ ઓધા રંગ છે પતંગનો (૨)
અમારો રંગ છે કરારી—ઓધવજી૦
વેદ શાસ્ત્રમાં ઓધા, સ્ત્રી નવ તારી (૨)
વ્રજવનિતાને કેમ તારી—ઓધવજી૦
વલ્લભના સ્વામી પ્રભુ, રસીક શિરોમણિ(૨)
નીસરવાની નથી બારી—ઓધવજી૦

૨૨૯

પ્રેમનો પંથ છે ન્યારો, સરવ થકી પ્રેમનો પંથ છે ન્યારો. ( ટેક)
જે જાણશે તે શીર સાટે માણશે, એમાં નથી ઉધારો;
પ્રેમ અમલ આવ્યો જેની આંખમાં,ઉતરે નહિ ઉતારો—સરવ૦
આઠે પહોર રહે આનંદમાં, પ્રેમ રસનો પીનારો;
વ્હાલા વિના તેને લુખું લાગે, સંસાર સાગર ખારો—સરવ૦
પ્રેમ તણો રસ કથ્યામાં ન આવે, જાણે જાણનહારો;
પ્રીતમ પ્રેમી જન મળે તો, આતમ રામ અમારો—સરવ૦

૨૩૦

જે કોઇ પ્રેમ અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે. (ટેક)
સિંહણ કેરૂં દૂધ હોય તે, સિંહણ સુતને જરે (૨)
કનકપાત્ર પાખે સહુ ધાતુ, ફોડીને નીસરે—પ્રેમરસ૦
સક્કર ખોરનું સાકર જીવન, ખરના પ્રાણજ હરે (૨)
ક્ષીર સિંધુનું માછલડું જ્યમ, મીઠા જળમાં મરે—પ્રેમરસ૦
સોમવલ્લી રસ પાન શુદ્ધ જે, બ્રાહ્મણ હોય તે કરે (૨)
વગર વંશીને વમન કરાવે, વેદ વાણી ઉચ્ચરે—પ્રેમરસ૦
ઉત્તમ વસ્તુ અધિકારવિના મળે, તદપિ અર્થ ન સરે (૨)
મચ્છભોગી બગલો મુક્તાફળ, દેખી ચંચુ ન ભરે—પ્રેમરસ૦
એમ કોટિ સાધને પ્રેમ વિના, પુરુષોત્તમ પૂંઠ ન ફરે (૨)
દયા પ્રીતમ શ્રીગોવરધનધર, પ્રેમભક્તિએ વરે—પ્રેમરસ૦

૨૩૧

વ્હાલો મારો સાચાનો સંગાથી રે, જેણે પ્રીત કીધી. (ટેક)
વ્હાલાજી મારા પ્રથમ ધ્રુવસું પ્રીત કીધી (૨)
તેને અવિચળ પદવી દીધી રે—જેણે પ્રીત કીધી—વ્હાલો૦
વ્હાલાજી મારા, બળિને બોલાવી વાચા લીધી (૨)
ત્રણ ડગલાં પૃથ્વી લીધી રે—જેણે પ્રીત કીધી—વ્હાલો૦
વ્હાલાજી મારા, ઉંડા તે જળમાં ગર્જના કીધી (૨)
તેની તરત ખબરો લીધી રે—જેણે પ્રીત કીધી—વ્હાલો૦
વ્હાલાજી મારા, હેતે વિદુરની ભાજી ખાધી (૨)
એને વચને ગુણકા સાધી રે—જેણે પ્રીત કીધી—વ્હાલો૦
વ્હાલાજી મારા, વૃંદા તે વનના વાસી (૨)
એમ બોલ્યા જીવણ દાસી રે—જેણે પ્રીત કીધી—વ્હાલો૦

૨૩૨

વહાલો પ્રેમને વશ થયા રાજી રે;
એમાં શું કરે પંડિત ને કાજી રે—વહાલો૦
કરમાબાઇનો આરોગ્યો ખીચડો, ને વિદુરની ખાધી ભાજી;
જુઠાં બોર શવરીનાં ખાધાં,
વહાલે છપ્પન ભોગ મેલ્યા ત્યાગી રે—વહાલો૦
વિદૂરને ઘેર શ્રીકૃષ્ણ પધાર્યા, ને કેળાં આણ્યાંતાં માગી;
ગર્ભ કાઢી નાખીને છાલ ખવરાવી,
વહાલે તોએ ન જોયું જાગી રે—વહાલો૦
ગુણકા હતી તે પોપટને પઢાવતી, ને તેમાંથી લેહ લાગી;
ભગવાન હતા તે સહેજમાં મળ્યા,
એની સંસારની ભ્રમણા ભાગી રે—વહાલો૦
ભક્તની લોક નિંદા કરે, ને જગત થયું છે પાજી;
ભલે મળ્યા મહેતા નરસિંહના સ્વામી,
માથે ગિરધર રહ્યા છે ગાજી રે—વહાલો૦

૨૩૩

મેં તો હરિગુણ ગાવત નાચુંગી (૨)
નાચુંગી મેં તો નાચુંગી, મેં તો હરિગુણ ગાવત નાચુંગી (ટેક)
અપને મહેલમેં બેઠ બેઠ કર, ગીતા ભાગવત વાચુંગી—મેં૦
જ્ઞાન ધ્યાનકી ગઠરી બાંધકર, હૃદયકમળમેં રાચુંગી—મેં૦
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, સદા પ્રેમરસ ચાખુંગી—મેં૦

૨૩૪

દિલ લગાય રામ ફકીરીમેં (ટેક)
રામ ફકીરી અદલ પ્રકીરી (૨) ચારો ખુટ જાગીરીમેં—દિલ૦

જો સુખ મિલતા રામભજનમેં(૨)સો સુખ નહિ અમીરીમેં—દિ૦
કહત કબીરા સુનો ભાઇ સાધુ(૨)સાહેબ મિલતા સબુરીમેં—દિ૦

૨૩૫

મોરલી વાગી મને રામ નામ લેહ લાગી;
બંસી વાગી મને રામ નામ લેહ લાગી.

સદ્દગુરુ શબ્દ તણી ચોટ લાગી, માયામોહ નિદ્રાસું જાગી;
તેથી થઈ છું સરસ સોહાગી; નહિ જાઉં આધી—
મને રામ નામ લેહ લાગી—મોરલી૦
મનડું સદ્દગુરુ સાથે મોહ્યું, ચિત્ત વિત્ત નિશ્ચે સુરતા પ્રોયું;
ઉલટું આપ તપાસી જોયું; ભ્રમણા ભાંગી—
મને રામ નામ લેહ લાગી—મોરલી૦
સદ્દગુરુ અખંડ એક અવિનાશી, સર્વાતીત સબી ઘટવાસી;
નહિ જાઉં ગંગા જમુના કાશી; ભઈ અનુરાગી—
મને રામ નામ લેહ લાગી—મોરલી૦
મળીયા સુરતરામ સદ્દગુરુજી, જીનકી પરમારથપર મરજી
ચરણે આવ્યો ધરમ ગઢ ધરજી; મળી મોજ માગી—
મને રામ નામ લેહ લાગી—મોરલી૦

૨૩૬

મળીયા પ્રેમ સ્નેહી નંદલાલ, અગમ બાંધી પ્રીતડી.
જી રે સાધુ રે સંતના સંગમાં (૨)
વસ્તુ સદ્દગુરુના હાથેથી જડી રે, અગમ બાંધી પ્રીતડી.
જી રે ઘાટ ઉઘાટના ઘાટમાં (૨)
તિયાં પ્રેમરૂપી ટંકશાળો પડી રે, અગમ બાંધી પ્રીતડી.
જી રે ગગન મંડળના રે નૂરમાં (૨)

તિયાં અલખ પુરુષની મઢી રે, અગમ બાંધી પ્રીતડી.
જી રે ધરમ રે દાસની વિનતિ (૨)
સુરતિ સદ્ગુરુના ચરણોમાં ઢળી રે, અગમ બાંધી પ્રીતડી.

૨૩૭

લાગ્યો પ્રેમ પ્રીતમનો રે રંગ, ટાળ્યો હવે નહિ ટળે;
દેખી દેખી દુરીજન લોક, છોને રીસે બળે. (ટેક)
મારે માથે છબીલાની છાપ, ભવોભવ રહેજો રે. (૨)
હરિના દાસના દાસના દાસ, હવે મને કહેજો રે—લાગ્યો૦
જાયે રાજ કે જાયે લાજ, છોને ભલે જાતાં રે (૨)
તેની નથી જરાએ જરૂર, ગોવિંદ ગુણ ગાતાં રે—લાગ્યો૦

## નામમાહાત્મ્યવિષે

૨૩૮

નામકો મહિમા અગમ અપાર, તાકો કોઇ ન પાવે પાર—ના૦
નેતિ નેતિ કર વેદ કહત હે, પાઇ શકે નહિ પાર (૨)
ચતુરાનન ચારેં જીભ્યાસે (૨) નિશદિન કરે પોકાર—ના૦
શૂન્ય સમાધિ લગાય ધ્યાન ધર, સનકાદિક ગયે હાર (૨)
શેષ સહસ્ર મુખ નામ જપત હે (૨) લે પૃથ્વીકા ભાર—ના૦
ત્રેતા મધ્યે રામે એક તારી, ગૌતમ ઋષિકી નાર (૨)
નામ ભજનસેં જીવ અનેક (૨) નિશદિન હોત ઉદ્ધાર—ના૦
એહી નામ સકલ ઘટમાંહી,સંત ન લીયો નિહાર (૨)
સાહેબ કબીરાકું ગુરુજીને દીનો(૨)સોઇ નામ નિજસાર—ના૦

૨૩૯

નામ સુધારસ સાર સરવમાં, પરખી પ્રેમસું પીધો રે;

ભૂતળપતિ તેને ન ભાવે, લહાવો નોતમ લીધો રે—ના૦
એ રસ મોંઘે મૂલે મળે નહિ, વૈકુંઠનાથ ને વ્હાલો રે;
અજ ઉમયાપતિ ઇચ્છુક એના, અદ્વૈત પદનો પ્યાલો રે—ના૦
પૂરણ બ્રહ્મ એ રસને પ્રીછો, નથી સમોવડ એવો રે;
જગતનું જીવન એને રે કહીએ, મહા વીરલાનો મેવો રે—ના૦
કોટિ જગનને જપતપ તીરથ, તે પણ તુલ્ય ન આવે રે;
પૃથ્વીપાત્ર ને મુક્તા ભરીયું, એથી અધિક કહાવે રે—ના૦
નામ સમોવડ કોઇ ન આવે, અમૂલ્ય વસ્તુ એવી રે;
સદ્ગુરુ સ્વામી કૃપા કરે તો, ત્યાંથી મળે તેવી રે—ના૦
દુર્લભ દીઠો ને મહારસ મીઠો, સ્વાદ કહ્યો નવ જાયે રે;
નીરાંત નામસુધારસ પીતાં, હરિ સરખો થઇ જાયે રે—ના૦

૨૪૦

કૃષ્ણ રામા રામા રામા, કૃષ્ણ રામા રામા રામા;
રામા રાયા રઘુબા રે, રાયા રઘુબા રે—કૃષ્ણ૦
નામ ગેઉન કરે ધંધા (૨)
ત્યાલા સમાધિ તો સદા, સમાધિ તો સદા—કૃષ્ણ૦
નામ ગેઉન પાયે ચાલે (૨)
ત્યાલા યગ પાહુલે પાહુલે, પાહુલે પાહુલે—કૃષ્ણ૦
નામ રટત આસો ચાસી (૨)
તે તો જેવલા ઉપવાસી, જેવલા ઉપવાસી—કૃષ્ણ૦
જે કોઇ રામ નામ ગાવે (૨)
ત્યાલા તુકા વંદે પાયે, તુકા વંદે પાયે—કૃષ્ણ૦

૨૪૧

શ્રીનાથજીના નામ સમાન કોઈ નાવે,

મારા પ્રભુજીના નામ સમાન કોઇ નાવે.
દુષ્ટ દુર્યોધન બેઠા હતા ત્યાં, સુંદરી સભામાં લાવે (૨)
અબળા તણી અરજ સુણી કરીને,અણવાણે પાય આવે—મારા૦
વિપ્ર સુદામાના ઘરમાં છે સંકોચ,તાંડુલ લઈને ખાવે (૨)
ખટરસ ભોજન તજી કરીને,ભાજી વિદુર ઘેર પાવે—મારા૦
કોઈ જાય ગંગા ને કોઈ જાય કાશી,અશ્વમેધ જગન કરાવે, (૨)
અનેક ગાયોનાં દાન કરીને,કોટિ કોટિ કન્યા પરણાવે—મારા૦

૨૪૨

મને વહાલું વહાલું વહાલું દાદા રામજીનું નામ (૨)
મારે અવર વિધાતણું, નથી કાંઈ કામ—મને૦
મારે માધવ કૃષ્ણ મુકુંદ મોરાર (૨)
ભજું મધુસૂદન કેશવ કીરતાર (૨)—મને૦
મારે દામોદર અવિનાશી રે અનંત (૨)
મારે ભજવો છે ભક્તવત્સલ ભગવંત (૨)—મને૦
હું તો રુદે માંહી લખી રાખું રામ ગોવિંદ (૨)
વળી તન મન ધન મારે સચ્ચિદાનંદ (૨)—મને૦
મારે શ્રવણે શ્રીરામજીનું જ્ઞાન (૨)
મારે રામજીનું સ્મરણ રામજીનું ધ્યાન (૨)—મને૦
મારે વિષ્ણુનું વંદન સેવન શ્રીરામ (૨)
મારે ધરમને કરમ સાચો સુંદર શ્યામ (૨)—મને૦
હું તો સદા ને સરવદા શ્રીહરિ કેરે શરણ (૨)
કીધું આપ સમરપણ પ્રભુજીને ચરણ (૨)—મને૦
મારે ધરણીધર પર દૃઢ વિશ્વાસ (૨)

હું તો જનમ જનમ થકી દેવ હેરો દાસ (૨)—મને૦
મારે નિરધનનું ધન સારંગપાણુ (૨)
મારા મંદિરિયામાં જોતે જડી મોતીડાની ખાણુ (૨)—મને૦
હું તો મુકું નહિ મુખ થકી વિષ્ણુનાં વખાણુ (૨)
હું તો પૂરે પ્રેમ ભજ્યા કરૂં પુરુષ પુરાણ (૨)—મને૦
હું તો વિદ્યાતણું તત્ત્વ તપાસું રૂડી રીત (૨)
ચારે વેદ વલોણામાં વિષ્ણુ નવનીત (૨)
એવા જુગજીવન ત્રિભુવન ત્રાણુ (૨)
કોણુ સિંધુમાંહી કૂદી પડે મેલી મોટાં વહાણ (૨)—મને૦

## ૨૪૩—રાગ પ્રભાત

ભજ રામ રામ રામ રામ, રામ રામ રામા (ટેક)
રામ નામ વેદ મૂલ, તા સમ નહી ઓર તૂલ. (૨)
ભજત મિટન ત્રિવિધ શૂલ, છૂટત હી ભવગ્રામા (૨)ભજ૦
રામ નામ વિમલ નીર, સંતન સતસંગ તીર (૨)
ગાવત સુરનર મુનિવર, પાવત નિજ ધામા (૨) ભજ૦
રામનામ કમલ ફુલ, સંતન મન ભ્રમર કુલ (૨)
ઝુમી ઝુમી પીવત સદા, અમૃત કરી પાના (૨) ભજ૦
રામ નામ નિરંકાર, તુલસીદાસ નમસ્કાર (૨)
દીજે પ્રભુ ભક્તિદાન, પલ પલ હરિ નામા (૨) ભજ૦

---

## સ્મરણવિષે

### ૨૪૪

સુમરન બિના સુખ નહિ પાવેગા; (૨)
નહિ પાવેગા, નહિ પાવેગા. (૨) (ટેક)

ભવસાગરમે ભટક મરેગા (૨)
જો ગુરુવાક્ય બિસારેગા—ભલા જો૦—સુમરન૦
કુંભી પાક આદિ નરકમે (૨)
યમકિંકર લે જાવેગા—ભલા યમ૦—સુમરન૦
અજપા જાપ નાવ ભવજલતેં (૨)
પલમાંહી પાર પહોંચાવેગા—ભલા પલ૦—સુમ૦
ભાવ ધરી ભજ નિર્ગુન ચૈતન્ય (૨)
ફેર જન્મ નહિ આવેગા—ભલા ફેર૦—સુમરન૦
વિમલવિશદ નિત્ય શ્રીસદ્ગુરુકો (૨)
દેવ કૃષ્ણ યશ ગાવેગા—ભલા દેવ કૃષ્ણ—સુમરન૦

૨૪૫

નારાયણનું નામ લેને તું પ્રાણી રે;
બદ્રિનાથ પ્રગટ જુગ જાણી—(ટેક)
ગર્ભવાસે રક્ષા કીધી તારી રે,લીધો જઠરા અગ્નિથી ઉગારી રે;
તેને કેમ મેલ્યો છે વિસારી—નારાયણ૦
નરદેહ દીધો તને નાથે રે,ધન હોય તો વાવર તારે હાથે રે;
પડ્યું રહેશે, કોડી નાવે સાથે—નારાયણ૦
વણ સમજે કહે મારૂં મારૂં રે,ધન કાજ ફરે તન તારૂં;
તારા હાથે નથી ધન તારૂં—નારાયણ૦
મિથ્યા સુખમાં તે શું લપટાણો રે,લોકલાજે ગળે દીધો પાણો રે;
જાય છે તૃષ્ણાના પૂરમાં તણાણો—નારાયણ૦
કાયા માયા એ રીતે કાચી રે,તેના રંગમાં તે શું રહ્યો રાચી રે;
બ્રહ્માનંદ કહે વાત સાચી, નારાયણનું નામ લેને તું પ્રાણી રે.

૨૪૬

હરિનામ બિના નર એસા હય (૨)
દીપક બિના મંદિર જેસા હય (૨)—હરિ૦
જેસે શશી બિના રજની સોહી હય (૨)
જેસે બિના લુનકી રસોઇ હય (૨)
જેસે ગુરુ બિનાકા ચેલા હય (૨)—હરિ૦
જેસે પુરુષ બિનાકી નારી હય (૨)
જેસે પુત્ર બિનાકી માતારી હય (૨)
ગુનકા ઘર પુત્રજ જૈસા હય (૨)—હરિ૦
ઠુંઠા બિના વૃક્ષ બનાયા હય (૨)
જેસે સૂમ સંચરી માયા હય (૨)
જલ બિના સરોવર જેસા હય (૨)—હરિ૦

૨૪૭

શ્રીરામ કહેનેકી મઝા, જીસકી જબાંપે આ ગયા (૨)
મુક્ત જીવન હો ગયા (૨) ચારો પદારથ પા ગયા—શ્રીરામ૦
લુંટી મજા પ્રલ્હાદને, ઉસ નામકે પ્રતાપસે (૨)
નરસીંગ હો દર્શન દીયા,(૨)ત્રિલોકમેં જશ છા ગયા—શ્રીરામ૦
ઐસી ખટકની સેવરી, કીસ પ્રેમસે સુમરણુ કીયા(૨)
પરમાત્મા ઘર આયકે,(૨)ઉસ હાથકે ફ્લ ખા લીયા—શ્રીરામ૦
સો કોટીકી તકસીમમેં, જબ શંભુને પાયા ઉસે (૨)
જાપે કૃપા ઉનકી ભાઇ (૨) સદ્‌ગુરુસેં દર્શ દીયા—શ્રીરામ૦
સબસે બડા દરજ્જા કીયા, ભક્તોંકે ઇસ કલી કાલમેં(૨)
નરસીંહકી હુંડી દ્રારિકાસેં(૨)સામશા સીકરા ગયા—શ્રીરામ૦
છા રહી કીરત બીમલ ઋતુ, રાજસી સંસારમેં (૨)

અધ્ર કે માનીંદ તુલસી (૨) પ્રેમરસ બર્ષા દીયા—શ્રીરામ૦

૨૪૭

પી જા રે બુટ્ટી નામકી, પી જા રે બુટ્ટી (૨)
તુમ સદા રહો અલમસ્ત, નામકી પી,
જા રે બુટ્ટી (૨) નામકી.
ઘેરી ઘેરી નદીયાં નાવપુરાણે,જદપી લે છુટી મોરે પ્યારે(૨)
હરિકો ભજન કછુ નહિ કીનો (૨)
હૈયેકી ફુટી રે, ભજન બીન હૈયેકી ફુટી—તુમ સદા૦
તન કર કુંડી મનકર સોટા,
ચીતકી રગડ બુટ્ટી, મોરે પ્યારે (૨)
કોઈ કોઈ સાધુજન પી ગયે ભાઈ (૨)
ચોરાશી છુટી રે, ભજનકર ચોરાશી છુટી રે—તુમ૦
સદ્દગુરુ હમકું બહોત સમજાયા,
એક નહિ સુજી મોરે પ્યારે (૨)
દાસ બિહારી હરિ ગુણ ગાઇ લે (૨)
ઓર બાત જૂઠી રે, ભજન બિન ઓર બાત જુઠી રે૦

૨૪૯

રામ શબ્દની માળા જપો તો, છુટે જનમજંજાળા,
સદ્દગુરુ રામ શબ્દની માળા હોજી.
કરી લેને કુંચી જ્ઞાન ગુરુ કેરી,ખુલે વજ્જરમય તાળાં હોજી,
એ રે તાળાં તમે દૂર કરો ભાઈ (૨)
તો ઘટ ભીતર અજવાળાં— સદ્દગુરુ રામ૦
આ અંદર એક પરગટ ગંગા, કોણ ફરે પથરા પાળા હોજી,
એ રે ગંગા તમે નાવો અખંડા (૨)

મત નાવો નદીઓ નાળાં- સદ્‌ગુરુ રામ૦
આ અંદર એક બુદ્ધિ સમુદર, તેમાં તે નવ નેજારા હોજી,
એરે સાયરમાં હીરા માણેક (૨)
ખોજ ખોજનહારા- સદ્‌ગુરુ રામ૦
હરિ સમરો તો પાતક પ્રજળે, સંતના કરી લે ચારા હોજી,
લાલદાસ કહે સદ્‌ગુરુ વચને (૨)
નિર્ગુણ પંથ નિયારા- સદ્‌ગુરુ રામ૦

## પરમાર્થ વિષે

૨૫૦

તું તીર્થમાં જ્યાં ત્યાં વિચરતો, ધર્મ જાણીને ધર્યો;
વૈરાગ્યથી વસ્તી તજીને, વનવિષે જઇને વર્યો.
ભગવાં ધરીને ભટકતો રહી, પેટ ભીખીને ભર્યું;
શી રીતે ઇશ્વર રીઝશે, તેં સારૂં કોઇનું શું કર્યું?
તેં નિત્ય સ્નાન, ત્રિકાળ કીધું, ચાહી ગોમય ચોળીને;
તેં પંચ ગવ્ય વિશેષ પ્રાશન, કીધું ઘોળી ઘોળીને.
આહાર એકજવાર કરવો, એવું વ્રત તેં આચર્યું;
શી રીતે ઈશ્વર રીઝશે, તેં સારૂં કોઈનું શું કર્યું?
તેં હોમ હવન ઘણાં કર્યાં, ઘી હવનમાં હોમ્યાં ઘણાં;
તેં ચાલતી નદીએ ચડાવ્યાં, દૂધ દહીં ગાયો તણાં;
બહુ વર્ષ સુધ્ધ મુનિવ્રત ધર્યું, તે ઠીક તુજ મનમાં ઠર્યું;
શી રીતે ઈશ્વર રીઝશે, તેં સારૂં કોઇનું શું કર્યું?
તું નવ નવાં નૈવેદ્ય કરીને, તે પ્રસાદી તું જમ્યો;
ઉપવાસ ને એકાસણાં કરી, દેહને બહુ તેં દમ્યો.

ખાડો ખણીને દાટીયું, જે અન્ન જમતાં ઉગર્યું;
**શી રીતે ઈશ્વર રીઝશે, તેં સારૂં કોઇનું શું કર્યું ?**
તેં પ્રાર્થના પ્રભુની કરી, મુખ વિવિધ વચન ઉચ્ચારીને;
તેં સ્તોત્ર પાઠ ઘણાં કર્યાં, નિત્ય નિત્ય નિયમો ધારીને.
ગદ્દગદ સ્વરે ગુણગાન કરતાં આંખથી આંસુ ઝર્યું;
**શી રીતે ઈશ્વર રીઝશે, તેં સારૂં કોઈનું શું કર્યું ?**
ભગવાન લુખી ભક્તિથી, રીઝે નહિ તલમાત્ર તે;
પણ ભક્તિ પર ઉપકાર સાથે, થાય પ્રભુ પ્રિયપાત્ર તે.
તે વગર વાદવિવાદ કીધા, કામ તેથી શું સર્યું;
**શી રીતે ઈશ્વર રીઝશે, તેં સારૂં કોઇનું શું કર્યું ?**

૨૫૧

થિર ઠરીને કોઇ આ ઠામ, રે નથી રહેવાનું;
કરી લો કાંઇ રૂડાં કામ, રહેશે કહેવાનું (ટેક)
વિક્રમ સરખા વીર ગયા, ને ભૂપ ગયો વળી ભોજ રે;
જોરાવર જયકારી જગતમાં, ફરતી જેની ફોજ—રે નથી૦
મોતીશાહ મુંબાઇમાં મોટો, સરસ હતો શાહુકાર રે;
નામ ગયું ને ઠામ ગયું, વળી ગયા ગરથ ભંડાર—રે નથી૦
હેમાભાઈ હયાત હતા, ને શેઠ હતા હઠિસંગ રે;
તે પણ દુનિયા તજી ગયા, ને મનમાં રહ્યો ઉમંગ—રે નથી૦
પડયું રહે નાણું પૃથ્વીમાં, અગણિત આડે આંક રે;
સમજી લેજો કાંઇ પણ સાથે આવે નહિ નવટાંક—રે નથી૦
આરંભેલાં અધુરાં રહેશે, કંઇક જગતનાં કામ રે;
તરત અજાણ્યું તેડું આવે, તજીને જાવું તમામ—રે નથી૦

લાચારોની આશિષ લેજો, નિશ્ચળ કરજો નામ રે;
સમજો તો સારી શીખામણ, દે છે દલપતરામ—રે નથી૦

## વ્યભિચારવિષે

૨૫૨

ધિક ધિક તારો જો અવતાર રે, તેં તો ન કર્યો નર જો વિચાર રે.
ચૌદ લોકને ગઇ છે નારી ચાવી રે, તુંને તેની પતીજ કેમ આવી રે.
બ્રહ્મા સરખાને જેણે જો ભોળવીયા રે, શિવ સરખાને જેણે જો ડોલાવ્યા રે.
જેણે એકલશૃંગીને અંધ કીધો રે, જેણે પરાશર પકડીને લીધો રે.
કીધું નારદ તણું તે મુખ કાળું રે, ઋષિસૌભરી તણું તે તપ ટાળ્યું રે.
જેણે અંધ તે અસુરકુળ કીધું રે, તેણે અમૃત તજાવી વિખ દીધું રે.
જેણે રાવણ તણું તે કુળ ખોયું રે, ત્યાં તારૂં તે મન કેમ મોહ્યું રે.
લીધું દુઃખ તે અલ્પ સુખ સાટે રે, કહે નિષ્કુલાનંદ તે માટે રે.

૨૫૩

તમે પાછાં ને વળાવો રે (૨) રાજા રાવણ જાનકી રે;
જાનકી છે, ગઢ રે લંકાનો રે કાળ—માતાજી છે, ગઢરે—તમે૦
લંકાકેરા કાંગરા રે, રામે તારા ઘેરિયા રે (૨)
પથરા કાંઈ, તારીને બાંધી છે પાજ (૨)—તમે૦
લંકા ગઢ માંહી રે, હનુમાન જતિ આવીયા રે (૨)
લીધી લીધી સીતાજીકેરી રે શોધ (૨)—તમે૦
એમ કરી બોલ્યાં રે, નાર મંદોદરી રે (૨)
અવિચલ હોજો, રામ તમારૂં રે રાજ (૨)—તમે૦

## અભિમાનવિષે

૨૫૪

ગર્વ કીયો સોઇ નર હાર્યો, સીયારામજીસેં ગર્વ કીયો૦
ગર્વ કીયો રાજા હિરણ્યકશ્યપુએ, નોર વધારીને માર્યો;
હાં હાં રે પ્રભુએ નોર વધારીને માર્યો—સીયારામજીસેં૦
ગર્વ કીયો લંકાપતિ રાવણે, ચુરચુરા કરી ડાર્યો;
હાં હાં રે પ્રભુએ ચુરચુરા કરી ડાર્યો—સીયારામજીસેં૦
ગર્વ કીયો શ્રીરત્નાગર સાગરે, નીર ખારો કરી ડાર્યો;
હાં હાં રે પ્રભુએ નીર ખારો કરી ડાર્યો—સીયારામજીસેં૦
ગર્વ કીયો ચકવા ચકવીએ, રેન વછુટ કરી ડાર્યો;
હાં હાં રે પ્રભુએ રેન વછુટ કરી ડાર્યો—સીયારામજીસેં૦
ગર્વ કીયો અંજની કેરે પુત્રે, પાંવ ખોડો કરી ડાર્યો;
હાં હાં રે પ્રભુએ પાંવ ખોડો કરી ડાર્યો—સીયારામજીસેં૦
ગર્વ કીયો સિંહલદ્વીપકે સિંધીએ, બાલ વાંકો કરી ડાર્યો;
હાં હાં રે પ્રભુએ બાલ વાંકો કરી ડાર્યો—સીયારામજીસેં૦
કહે તુલસીદાસ આશ રઘુવરકી, શરણે આવ્યો તેને તાર્યો;
હાં હાં રે પ્રભુએ શરણે આવ્યો તેને તાર્યો—સીયારામજીસેં૦

૨૫૫

મત કર દિલ પતિયારો દિવાની કાયા મત કર૦
પૂર્વ દિશાથી આવ્યો એક હંસલો,ને ઘર ઘર ફરે કુવારો રે જી(૨)
ઈ રે હંસાને મેં ભુખ્યો ન રાખ્યો ભાઈ (૨)
ઘર ખવરાવી દીયો સારો—દિવાની કાયા (૨) મત કર૦
અદકું રે લાવ્યો,ઉછીનું રે લાવ્યો,ને ઘર ઘર કીયો ઉધારો રેજી(૨)
ઇરે હંસાને મેં ઘણો સંતોષ્યો ભાઈ (૨)

ઘર ખવરાવી દીયો સારો—દિવાની કાયા (૨) મત કર૦
કાયા કહે મેં સદા સોહાગણ, એ છે પીયુજી હમારો રેજી (૨)
તુજ સરિખી મેં ઘણી મેળવી ભાઇ (૨)
ન જોઇ રાત કે દહાડો—દિવાની કાયા (૨) મત કર૦
કાયા કહે મેં ઠગજ પકડયો ને, એ છે બડો ઠગારો રેજી (૨)
તુજ સરીખી મેં સૂતીજ મેલી ભાઇ (૨)
રમી ગયો પીયુજી પ્યારો—દિવાની કાયા (૨) મત કર૦
ઉઠ ગયો કાયાકો કારીગર, બંધ ભયો લલકારો રેજી (૨)
દાસ જીવણ સંતો ભીમકે ચરણે ભાઈ (૨)
હરિ ભજીને ગુણ ગાયો—દિવાની કાયા (૨) મત કર૦

## ઢોંગી ભક્તવિષે

૨૫૬

જુઠા જુઠી ન ઝાલો માળા—હાં રે માળા માળા માળા રે—જુ૦
હાલતાંને ચાલતાં મણકા રે મૂકે(૨)એ જગ ધૂતવાના ચાળા રે-જુ૦
જગતમાં ભક્તપણું રે દેખાડે (૨)કરમ કરે છે કાળાં રે—જુ૦
વ્યાસ વલ્લભ કહે જુઠા જનમના(૨)ખાશે જમના માલા રે—જુ૦

૨૫૭

વૈષ્ણવ નથી થયો રે, શીદ ગુમાનમાં તું ઘુમે (૨)
હરિજન જોઇને હૈડું ન હરખે, દ્રવે ન હરિગુણ ગાતાં (૨)
કામ ધામ ચટકી નથી છૂટકી (૨) ક્રોધે લોચન રાતાં—વૈ૦
તુજ સંગે કોઈ વૈષ્ણવ થાયે, તો તું વૈષ્ણવ સાચો (૨)
તારા સંગનો રંગ ન લાગે (૨) ત્યાં લગી તું કાચો—વૈ૦
પરદુઃખ દેખી હ્રદય ન દાઝે, પરનિંદા નથી ડરતો (૨)

વહાલ નથી વિઠ્ઠલશું સાચું (૨) હઠે તું હું હું કરતો—વૈ૦
પરોપકારે પ્રીત ન તુજને, સ્વારથ છૂટયો છે નહિ (૨)
કહેણી તેવી રહેણી ન મળે(૨)કયાંલખ્યુંએમ કહેની—વૈ૦
મનતણો ગુરુ મન કરીશ તો સાચી વસ્તુ જડશે (૨)
દયા દુઃખ કે સુખ માન પણ (૨) સાચું કહેવું પડશે—વૈ૦

૨૫૮

અરે શું સમજ્યો વૈષ્ણવ થઇ, અવિદ્યા જે અળગી નવ ગઇ.
જ્ઞાન વૈરાગ્ય ગમે નહિ ગાતાં, રાસ કથાના રસીયા;
કામ ક્રોધ મદ લોભ ગર્વ છળ,અંતરથી નવ ખસીયા—અરે૦
તન મન ધન દારા ઘર તારૂં, બ્રહ્મ સમર્પણ કીધું;
પાપ કર્મ તો પામર જીવડે, પોતે માથે લીધું—અરે૦
હીંગ તજે પણ હરામ ન તજે, નિરખે કોઇ પરનારી;
લસણ તજે પણ લાંચ ખાય છે, ન તજે ચોરી જારી—અરે૦
જરને લોભે જૂઠા સોગંદ, ખાતાં પણ નથી બીતા;
જૂઠી સાક્ષી જાય પૂરવા, ઝટ ઉપાડે ગીતા—અરે૦
છાપાં તિલક તાણીને અંગે, મંડળીઓમાં મહાલે;
ગુપ્ત ઘાત અંતરમાં રાખી, ઘણાંકનાં ઘર ઘાલે—અરે૦
એકાદશીનું વ્રત આચરે, ફરાળ સારૂં ફાકે;
ઉપર ચોખ્ખા અંતર મેલા, પરધન હરવા તાકે—અરે૦
એક પ્રભુને ઉરમાં ધારી, પરમારથ આચરવું;
નીતિનો મારગ ઝાલીને, ભાળી ડગલું ભરવું—અરે૦
એમ વિચારી જે જન ચાલે, ધર્મ તેહનો સાચો;
કહે છોટમ પરપંચી મારગ, જાણો સર્વે કાચો—અરે૦

૨૫૯

પ્રભુ તને પ્રસન્ન તે કેમ થાય, તારા દિલનું કપટ ન જાય.
પ્રભુકીરતન પ્રભુનામસ્મરણમાં, અતિશય આળસ તારે;
ડાચા કુટ લવ પરનિંદામાં,આખો દિવસ નવ હારે—પ્રભુ૦
પ્રભુનું પૂજન કરતી વેળા, કાયા તારી કંપે;
ગંજીફા સોગટાં કૂટતાં, આઠ પહોર નવ જંપે—પ્રભુ૦
હરિનું ચંદન ઘસતાં તારૂં, શ્રમથી શરીર બગડે;
કુંડી કુંદકું લઇ ભરી મસાલો, ભાવે ભાંગજ રગડે—પ્રભુ૦
એકાદશી ઓછવનાં જાગરણ, અતિ કઠણ તને લાગે;
ભાંડ ભવૈયા જોવા સારૂ, સારી રાતજ જાગે—પ્રભુ૦
હરિના જનને લુખું સુકું, વેઠજ વળગી જાણે;
સગાંસંબંધી પરૂણા આવે તેને, પીરસે મિષ્ટ પરાણે—પ્રભુ૦
બે પૈસાની ગુરુ સેવા બતાવે, ત્યાં ગણગણતું બોલે;
ઘરની સ્ત્રી જ્યારે માગે ઘરેણું,ત્યારે હસી મગ્ન થઇ ડોલે--પ્રભુ૦
ખોટાં મોતી કાચ કીડીયાં, ભગવત ભૂષણ ઘાલે;
સોનુંરૂપું મણિ મુક્તા વિણ, સ્ત્રી સુતને નવ ચાલે—પ્રભુ૦
જગ દેખે ત્યાં જપવા બેસે, બાકી નહાય ન ખાવા;
ગળાં કાપે ત્યાં થાય ગળગળો, એ વૈષ્ણવના બાવા—પ્રભુ૦
આ કરવું આ ના કરવું એમ, અન્યને શિક્ષા દે છે;
એ પ્રમાણે તું નથી કરતો, અનુચિત કર્મ કરે છે—પ્રભુ૦
અંતરનાં છળ અન્ય ન લહે, પણ જાણે અંતરજામી;
એ તો સાચાનો સંગી છે, દાસ દયાનો સ્વામી—પ્રભુ૦

૨૬૦

સીતારામને ભજીને લહાવો લીજીયે રે (૨)

મુખે રામકૃષ્ણ રામકૃષ્ણ કીજીયે રે (૨)—સીતારામ૦
તારો અવસર પળ પળ જાય છે રે (૨)
તારા ઘટમાં બેઠો કાળ ખાય છે રે (૨)—સીતારામ૦
તારૂં જોબન જાશે જરા આવશે રે (૨)
તુંને ભાણે ભોજન નહિ ભાવશે રે (૨)—સીતારામ૦
તારા વહાલા વેરી થઈ લાગશે રે (૨)
તારી દેહ દેખીને દૂર ભાગશે રે (૨)—સીતારામ૦
કાંઇ ધર્મ કરો આડું આવશે રે (૨)
તે તો જમના તે માર મૂકાવશે રે (૨)—સીતારામ૦
સખી રામદાસ કહે નર નારને રે (૨)
સંત સેવો તો ઉતરો ભવપારને રે (૨)—સીતારામ૦

૨૬૧

મારે આજે આનંદનો દિન છે રે;
હરિની ભક્તિ કરે તેને ધન્ય છે રે—(ટેક)
વહાલે નરસિંહ મહેતાને હાર આપીયો રે (૨)
ધ્રુવને અવિચળ કરીને સ્થાપીયો રે (૨)—મારે૦
વહાલે નામાની છાપરી છાઇ છે રે (૨)
સુદામાની તે નાર સુખ પાઇ છે રે (૨)—મારે૦
વહાલે વિખડાં વાર્યાં તે મીરાં બાઇનાં રે (૨)
લજ્જા રાખી સંસારીઆના સાથની રે (૨)—મારે૦
ગુરુ પ્રતાપે ભીમદાસ બોલીયા રે (૨)
મારા અંતરના પડદા ખોલીયા રે (૨)—મારે૦

૨૬૨

આધા શ્યોને રે—એવો શ્યોને હમારો દોષ;

મારો વહાલો એ વ્રજમાં આવે નહિ રે—ઓધા૦
ઓધા વિપ્ર હતા તે ખોટા થયા રે (૨)
ખોટા પડીયા રે(૨) જોશીડા તારા જોષ-મારો૦-ઓધા૦
ઓધા દુરિજન લોક દાઝી મરે રે (૨)
વહાલો દઇ ગયા રે(૨)બાળાપણના રે બોલ-મારો૦-ઓધા૦
ઓધા ગોકુળ ગામ સોહામણું રે (૨)
ચોક ચોક રે (૨) આહિરડાને વાસ—મારો૦—ઓધા૦
ઓધા ઓઢવાનાં આભરણ ઉતારીયાં રે(૨)
ઉતાર્યાં રે (૨) અંગડાના ખેશ—મારો૦—ઓધા૦
ઓધા ગાય રે ગેમલ અરજ એટલી રે,
મારી હતી રે (૨) બાળાપણની રે પ્રીત-મારો૦-ઓધા૦

૨૬૩

મારી હુંડી સ્વીકારો મહારાજ રે, શામળા ગીરધારી;
મારી હુંડી શામળીઆને હાથ રે, શામળા ગીરધારી;
રાણાજીએ રદ કરી, વળી મીરાં ઠેરે કાજ (૨)
ઝેરના પ્યાલા મોકલ્યા રે, વહાલો ઝેરના જારણહાર રે;
શામળા ગીરધારી—મારી હુંડી સ્વીકારો મહારાજ રે૦
સ્થંભથકી પ્રભુ પ્રગટીયા, વળી ધરીયાં નરસિંહ રૂપ (૨)
પ્રલ્હાદને ઉગારીઓ રે, વહાલે માર્યો હરણાકસ ભૂપ રે;
શામળા ગીરધારી—મારી હુંડી સ્વીકારો મહારાજ રે૦
ગજને વહાલે ઉગારીઓ, વળી સુદામાની ભાંગી ભૂખ(૨)
દોહલી વેળાના મારા વાલમા રે,તમે ભક્તોને આપ્યાં સુખ રે;
શામળા ગીરધારી—મારી હુંડી સ્વીકારો મહારાજ રે૦

પાંડવની પ્રતિજ્ઞા પાળી, વળી દ્રૌપદીનાં પૂર્યાં ચીર(૨)
નરસિંહમહેતાની હુંડી સ્વીકારજો રે,તમે સુભદ્રાબાઇના વીર રે;
શામળા ગીરધારી—મારી હુંડી સ્વીકારો મહારાજ રે૦
સાડાત્રણસો તીરથવાસીને, વળી રૂપીઆ છે સો સાત (૨)
વહેલા પધારજો દ્વારકા રે,એને ગોમતી ન્હાયાની ઘણી ખાંત રે;
શામળા ગીરધારી—મારી હુંડી સ્વીકારો મહારાજ રે૦
તીરથવાસી સૌ ચાલીયા, વળી આવ્યા નગરીની માંહે (૨)
આ શહેરમાં એવું કોણ છે રે,જેનું શામળશા શેઠ એવું નામ રે;
શામળા ગીરધારી—મારી હુંડી સ્વીકારો મહારાજ રે૦
નથી બ્રાહ્મણ નથી વાણીઓ, નથી ચારણ નથી ભાટ (૨)
લોક કરે છે ઠેકડી રે, નથી શામળશા શેઠ એવું નામ રે;
શામળા ગીરધારી—મારી હુંડી સ્વીકારો મહારાજ રે૦
રહેવાને નથી ઝુંપડું, વળી જમવાં નથી જુવાર (૨)
બેટા બેટી વળાવીઆં રે, મેં તો વળાવી ઘર કેરી નાર રે;
શામળા ગીરધારી—મારી હુંડી સ્વીકારો મહારાજ રે૦
ગરથ મારૂં ગોપીચંદન, વળી તુલસી હેમનો હાર (૨)
સાચું નાણું મારે શામળો રે,મારી દોલતમાં ઝાંઝપખાજ રે;
શામળા ગીરધારી—મારી હુંડી સ્વીકારો મહારાજ રે૦
તીરથવાસી સૌ ચાલીયા, વળી આવ્યા નગરની બહાર (૨)
વેશ લીધો વણીકનો રે, મારૂં શામળશા શેઠ એવું નામ રે;
શામળા ગીરધારી—મારી હુંડી સ્વીકારો મહારાજ રે૦
હુંડી લાવો હાથમાં, વળી આપું પૂરા દામ (૨)
રૂપૈયા આપું રોકડા રે, મારૂં શામળશા શેઠ એવું નામ રે;

શામળા ગીરધારી—મારી હુંડી સ્વીકારો મહારાજ રે૦
હુંડી સ્વીકારી વહાલે શામળે, વળી અરજે કીધાં કામ (૨)
મહેતાજી પૂરી લખજો રે, મુજ વાણોતર સરખાં કાજ રે;
શામળા ગીરધારી—મારી હુંડી સ્વીકારો મહારાજ રે૦

૨૬૪

પ્રભુ પાલવ પકડીને રહી છું પ્રેમથી રે,
મારા છેલ છબીલા અંતરના આધાર;
ઉભી, અરજ કરે મીરાંબાઇ રામને રે—(ટેક)
મારાં દાસીપણાનાં દુઃખ સરવે દૂર કરો રે,
શીશ નામું મારા સદ્‌ગુરુને પ્રણામ;
ઉભી, અરજ કરે મીરાંબાઇ રામને રે—પ્રભુ પાલવ૦
સાખી—સાસરીઆમાં સુખ નહિ, મહીયરીએ નહિ માન;
સુખ દુઃખની વાતડી, ધરતું નથી કોઇ કાન.
હવે નથી રહેવું, રાણાજીના રાજમાં રે;
રાણો રોષ ભરેલો કુડો કપટી રાય—ઉભી૦—પ્રભુ૦
સાખી—આ સમે હરિ આવજો, વિઠ્ઠલ કરજો વા'ર;
ગોવિંદ સાથે ગોઠડી, અબળાના આધાર.
વહાલા વસમું જાણી વેગે વેહેલા આવજો રે,
નહિતર જરૂર મારા જીવનું જોખમ થાય—ઉભી૦—પ્રભુ૦
સાખી—ઉંડે કુવે ઉતારીયાં, ને તરત ત્રુટયાં વ્રત;
તારણહારો તારશે, શામળીઓ સમરથ.
એવા વિવેકી વિઠ્ઠલને જાઉં વારણે રે;
ટળશે હરિજનોના અંતરના ઉચાટ—ઉભી૦—પ્રભુ૦

સાખી—વિશ્વાસે વળગી રહી, ત્રિકમ રાખો ટેક;
આગે હિંમત આદરી, મન ધારૂં વિવેક.
એવા ભક્તિભાવે ભૂદર આવો ભેટવા રે,
હું તો વેચાણી છું, નાથ તમારે હાથ—ઉભી૦—પ્રભુ૦
સાખી—નીતિધર્મ નવ છોડીએ, જ્યાંસુધી ઘટમાં પ્રાણ;
સહેજે સમુદર ઉતર્યા, જેને ભેટયા શ્યામ.
એવા પૂરણ પુરુષોત્તમ પધારજો રે,
સત્ય રાખો મારા સાચા સુંદર શ્યામ—ઉભી૦—પ્રભુ૦
સાખી—રૂપાળા રણછોડજી, લળી લળી લાગું પાય;
રાણા ઘેર જાવું નથી, એવો કર્યો ઠરાવ.
હવે શરણાગતની વા'રે ચઢજો વિઠ્ઠલા રે,
પ્રભુ કૃપા કરીને રાખો ચરણની પાસ—ઉભી૦—પ્રભુ૦

૨૬૫

જગમાં નરનારીને સત્ય વચન એક પાળવું રે,
હરિના ચરણ કમળમાં ચીતડું સદા ચોંટાડવું રે;
એવો નામતણો પરતાપ તે સાચો માનવો રે.
ી—નામે કંઇ નર તારીયા, અને કંઈકનાં કીધાં કામ,
રોહીદાસની લીધી પાતળી, એવા છો ઘનશ્યામ;
નામે નરસિંહ મહેતાને,હાર હાથોહાથ આપીઓ રે—
જગમાં નરનારીને૦
નામે નામદેવ ભગતની, છાપરી છાઈ વહાલે હાથ;
સેના માટે સનમુખ રહી, નાઇ કહેવાયા નાથ;
નામે નાઇ થઇને, રાજા મોહોલે પધારીયા રે--

જગમાં નરનારીને૦
પ્રલ્હાદને ઉગારીયો, અને સ્થંભમાં કીધો વાસ;
હિરણાકશ્યપને મારીયો, અને ઉગાર્યો નીજ દાસ;
નામે પંચાલીનાં, પ્રેમે પટકુલ પૂરીયાં રે—
જગમાં નરનારીને૦
તાતી કઢા શીતલ કરી, સુધન્વાને કાજ;
સાગરમાં રાખ્યો બુડતો, રામ કહેતા ગજરાજ;
એવાં શવરી બાઇનાં, એઠાં બોર આરોગીયા રે—
જગમાં નરનારીને૦
ભાજી વિદુરની જમ્યા, રાખી સંતોની લાજ;
કરમાનો ખાધો ખીચડો, ન જાત જોઇ મહારાજ;
એવા સુદામાનાં, સંકટ સરવે કાપીઆં રે—
જગમાં નરનારીને૦
પાંચ પાંડવ ઉગારીયા, ટીટાડીનાં બાળ;
યુદ્ધ લીધું જેમલ તણું, અને સહાય કરી ગોપાલ;
એવાં મંજારીનાં, બાળ તમે ઉગારીયાં રે—જગમાં૦
મીરાંનું વિષ અમૃત કર્યું, અને પૂરી મનની આશ;
અનેક ભકત ઓધારીયા, એમ ગાયે ગંગારામ દાસ;
એવા અનેક ભકતને અલબેલે ઓધારીયા રે—
જગમાં નરનારીને૦

૨૬૬

એવી મીરાં પૂર્વ જનમની પ્રીત રે
મીરાંને હૈડે લખેલા હરિના લેખ રે—નામ નહિ રે છોડુ

જેમલ રાઠોડને ઘેર કુંવરી જનમીઆં રે,સાતમને સોમવાર(૨)
તેડાવ્યા રાણાએ જોશીઓ રે,
બાઇનું મીરાં ધરાવ્યું રે નામ રે (૨)—નામ૦
જોશીએ વાંચી જનમોતરી રે, તેમાં લખ્યું નીકળ્યું એહ(૨)
વરશે વિશ્વંભર નાથને રે,
કરશે નંદના કુંવર સાથે સ્નેહ (૨)—નામ૦
એમ કરતાં મીરાં મોટાં થયાં રે, કરે ભક્તિ ને ભાવ (૨)
સાધુસંતના સાથમાં રે,મીરાંને છોડી દેવો સંસાર રે(૨)—નામ૦
ઉદેપુરનો રાણો રાજીયો રે, તેની સાથે કરી છે સગાઈ (૨)
પરણાવી વળાવ્યાં સાસરે રે,
મીરાંને નયણે આંસુડાંની ધાર રે—નામ૦
સાસુ કહે ભલે આવીઆં રે, ઉમિયાને નમાવો શિશ (૨)
મીરાં કહે મસ્તક નહિ નમે રે,
કરશું નંદના કુંવર સાથે પ્રીત રે (૨)—નામ૦
સાસુએ પુત્રને બોલાવીઓ રે, પુત્ર સાંભળો મારી વાત(૨)
આજથી વહુ સામું બોલીયાં રે,
એનાં જુદાં રચાવોને ધામ રે (૨)—નામ૦
એવું સાંભળી મીરાં મગ્ન થયાં રે,ભલું થયું ભાગી જંજાળ(૨)
સાધુ સંતના સાથમાં રે,
હવે સુખે ભજીશું શ્રીગોપાળ રે (૨)—નામ૦
નંદ નંદન સાથે ન્યારાં રહ્યાં રે, હરિજન આવે ઘણા ઘેર(૨)
નિત્ય ભજન કીર્તન કરે રે,
એ તો દર્શનની કરે લીલા લહેર રે (૨)—નામ૦

નણંદ આવી મીરાં કને રે, ભાભી આ શો માંડયો ઉત્પાત
સાસરે રાણાનું કુળ લજાવ્યું રે,
તમે મૈયરમાં લજાવ્યાં માતતાત રે (૨)–નામ૦
છાપાં તિલક આ શાં ધર્યાં રે, નાચો કૂદો વેરાગીને વેશ (૨)
સંગ મૂકી દો સાધુસંતનો રે,
રાણાજી તો કરે છે ઘણો કલેશ રે (૨)–નામ૦
મીરાં કહે કલેશ ટાળવાનો એક છે ઉપાય (૨)
કહેજો રાણાને સેવે સંતને રે,
નૃત્ય કરીને હરિગુણ ગાય રે (૨)–નામ૦
વળી સોનું રૂપું પહેરે શું સુધરે, કાઢી નાખો ડાક ડમાળ (૨)
છાપાં તિલક ધરી બેસો સંતમાં રે,
કંઠે પહેરો તુલસીની આ માળ રે (૨)–નામ૦
તમે પણ જાઓ ક્યાં સાસરે રે, બાઇ વૃથા વટાળો શાને દેહ (૨)
મન ગમતા મોહનજી સાથે તમે રે,
કરો સર્વ તજીને રે સ્નેહ રે (૨)–નામ૦
કહેજો તમારી માતને રે, વૃદ્ધ થયાં ગોવિંદ ગુણ ગાય (૨)
શ્રીહરી વિના કોટી દેવ સેવશો રે,
તોએ જનમ મરણ નહિ જાય રે (૨)–નામ૦
એવું સુણી નણંદ કોપીયાં રે, આવ્યાં બંધવની પાસ (૨)
ભાભી કહે થાઓ જોગટા રે,
મૂકી દોને હવે રાજપાટ રે (૨)
એવું સુણી રાણો રોષીઓ રે, સેવક પ્રેર્યો મીરાંને અવાસ (૨)
લાવો ખબર છે શા રંગમાં રે,

કોણ કોણ બેઠું છે એની પાસ રે (૨)—નામ૦
સેવક આવી એમ કહ્યું રે, નથી ત્રીજું માણસ આ વાર (૨)
રાણીજી પાસે એક પુરુષ છે રે,
ઘરમાં થઇ રહી છે થૈ થૈકાર રે (૨)—નામ૦
સુણતામાં રાણો થયો રાતડો રે, ખેંચી ખડ્ગ ધાયો તેણીવાર(૨)
પેઠો મીરાંને મહોલે એકલો રે,
કોઇ આવે ન ધાઇ દીધાં દ્વાર રે (૨)—નામ૦
આવી જોયું તો મીરાં એકલી રે, પ્રભુએ તેને ન દીધું દર્શન (૨)
પૂછયું મીરાંને પેલો પુરુષ ક્યાં ગયો રે,
તારે લાગી છે જેશું લગન રે (૨)—નામ૦
ક્યાં છે પૂછો શું રાણા રોશમાં રે, તે તો સઘળે વસે છે ભરપૂર(૨)
ધ્યાનમાં જુવે જોગી પ્રેમી પ્રગટ રે,
દેખી રહે છે દુષ્ટ થકી દૂર રે—(૨)—નામ૦
એવું સુણી આગ લાગી ઘણી રે, પણ ભાવ ના છૂટયો રે ભૂપ (૨)
ક્રોધ કરીને શસ્ત્ર વાપરે રે,
એવે દીઠાં મીરાંનાં બે રૂપ રે (૨)—નામ૦
તોપણ મુરખ સમજ્યો નહિ રે, મન સાથે ન કીધો વિચાર (૨)
બીજું ખડ્ગ રાણે ખેંચીયું રે,
ત્યારે હરિએ દેખાડી મીરાં ચાર રે (૨)—નામ૦
ઝેરના પ્યાલા રાણો મોકલે રે, મીરાં બાઇ તણે દરબાર (૨)
અમૃતની પેઠે મીરાં પી ગયાં રે,
મીરાંને રાખણહારો શ્રીનાથ રે (૨)—નામ૦
મીરાંબાઇ આવ્યાં વંદ્રાવનમાંય રે, પ્રેમે નીરખ્યા શ્રીવ્રજરાય(૨)

શ્રી જમુના પયપાન કર્યું રે,
કરી જીવા ગોસાંઈને શિક્ષાય રે (૨)—નામ૦
હરિજન જાણી મીરાં મળવા કહ્યું રે, તેણે કહાવ્યું ન જોઉં
સ્રીનું મુખ (૨)
મીરાં કહે સારૂં થયું મુજને રે;
પરપુરુષ જોએથી દુઃખ રે (૨)—નામ૦
આજલગી હું એમ જાણતી જે, વ્રજમાં કૃષ્ણ પુરુષ છે એક (૨)
વંદ્રાવનમાં વસી હજુ પુરુષ રહ્યા છો,
તેમાં ધન્ય તમારો વિવેક રે (૨)—નામ૦
એવું સુણી જ્ઞાન પામીયો રે, જીવો ગોસાંઇ મળ્યા છે સામા ધાઈ(૨)
પ્રેમે હરિરસ પી કરી રે,
આવ્યાં મેવાડ દેશ મીરાંબાઇ રે (૨)—નામ૦
કરી તૈયારી ચાલ્યાં દ્વારકાં રે, પ્રેમે નીરખ્યા શ્રીરણછોડ (૨)
પ્રભુની પાસે મીરાં રહ્યાં રે,
સદા પહોંચ્યા છે મનના કોડ રે (૨)—નામ૦
પસ્તાવો રાણાજીને થયો રે, વિસરી ગયા મનનું ઝેર (૨)
મુખે માગે તે આપું તેહને રે,
જે કોઈ લાવે મનાવી મીરાં ઘેર રે (૨)—નામ૦
ઉપરા ઉપરી તેડાં મોકલ્યાં રે, આવીને લાગ્યા સૌ પાય (૨)
માજી પધારો મેવાડમાં રે,
રાણોજી તો ન અન્નજળ ખાય રે (૨)—નામ૦
જ્યાંલગી તમો રહેશો દ્વારકાં રે, ત્યાંલગી કરશે અપવાસ (૨)
આગ્રહ દેખી મીરાં વિદાય માગવા રે,

આવ્યાં મહાપ્રભુજીની પાસ રે (૨)—નામ૦
હરિએ હકીકત સાંભળી રે, હસી ચાંપી તે રુદયા સાથ (૨)
શ્રીકૃષ્ણ સ્વરૂપમાં સમાઇ ગયાં રે,
મીરાં જે જે શ્રીદ્વારકાંનાથ રે (૨)—નામ૦

## માયાવિષે

૨૬૭

માયા તજીને જીવ કયાં જશે રે,
જોને માયા તજીને જીવ કયાં જશે. (ટેક)
રાજા રે રંક ફકીર સંન્યાસી (૨)
સર્વેમાં વાસો તે વસે રે—જોને૦
ધરે આયુધ કરે યુદ્ધ જોરાવર (૨)
ધન લેવા સર્વે ધસે રે—જોને૦
ઉપરથી ટાળશો તો અંતરમાં એમ છે (૨)
અહમેવ મમતા આવશે રે—જોને૦
મમતા તજે તો મોહ ઘટે નહિ (૨)
મોહ થકી કામ ઉદે થશે રે—જોને૦
કામ નિવારે તો ક્રોધ અતિ ઉપજે (૨)
ક્રોધ હણે લોભ લાગશે રે—જોને૦
જરા જો લોભની લ્હેર સમાવે (૨)
તો માન મરડીને મારશે રે—જોને૦
જેમ જેમ ત્યાગ તેમ તેમ આવે (૨)
વિષય વિકાર ઘણા વાધશે રે—જોને૦
અનેક પેરે બહુ આપદ વધારે (૨)

અળગી તે ક્ષણ એક ના ખસે રે—જોને૦
જ્ઞાન વિવેક વિચારીને જોજે (૨)
એ ખરૂં કે ખોટું હશે રે—જોને૦
કહે પ્રીતમ એનો એક ઉપાય છે (૨)
આપોપું તજે સુખીયો થશે રે—જોને૦

૨૬૮

હરિની માયા મહાબળવંતી, કોણે જીતી નવ જાય જોને;
જોગીને તો જોતી હીંડે, ભોગીને તો ખાય જોને;
કાયરને તો કૂટિ નાખે, શૂરા પુંઠળ ધાય જોને;
જ્ઞાનીને તો ગોતી મારે, અજ્ઞાની અથડાય જોને;
પંડિતને પ્રપંચે મારે, કોણે નવ કળાય જોને;
હરિજનને તો હાથે મારે, મહા ઠગણી કહેવાય જોને;
ચતુરને તો ચુંટી નાખે, ચટક ચોંટી જાય જોને;
તપસીને તો ટીપી નાખે, કરણીમાં કૂટાય જોને;
હરિની અતિ પ્રબળ માયા, જોરે નવ જીતાય જોને;
પ્રીતમનો સ્વામી પરમ સનેહી, પ્રેમ તણે વશ થાય જોને.

૨૬૯

હરિ હું શું કરૂં રે, મારો માયા ન મૂકે કેડો. (ટેક)
કોટિ કલ્પસુધી એણે શમાવ્યો, ભમું હજુ નહિ છેડો;
મુજથી ન છૂટે ન આપ છોડાવો, મારો કિયે બને નીવેડો-હરિ૦
સેવા સમરણ કામ કરૂં, મારો ક્ષણુ એ ન છોડે કેડો;
હું ગજું મારૂં અવિદ્યા ઝુતી, કરું ચરણકમળે નેડો-હરિ૦
આપવિના એના સૌ ચેલા, કોને કહું દુઃખ કેડો;
દાસી તમારી જાય પેરા જ્યાં, પાછી ફરે જ્યારે તેડો-હરિ૦

કરગરી કહું છું કૃષ્ણ કૃપાનિધિ, ચરણ પડયો ન ખસેડો;
માયા કાળ અગ્નિથી બચે દયો, કૃષ્ણ કૃપાજળ રેડો-હરિ૦

## જોગી ન થવાવિષે

૨૭૦

નિશ્ચે કરો રામનું નામ, નથી કાંઇ જોગી થઈને જાવું;
નથી ભેખ ભગવો કંઇ કરવો (૨) ભેગું કરીને ખાવું૦નિ૦
જો પુરવે તો ભગવાં કરજો, પુરવે ઉજ્જવળ રાખો;
રખે દુખાવો સામા જીવને, સુખ સામાનું તાકો-નિ૦
એકજ ત્રાજવે સૌ સંસારી, બીજા જોગી લાવો;
કયા જોગીને રામજી મળીયા, એવો એક બતાવો-નિ૦
કોઇ નાઠા રાંડોને રોષે, કોઇને ન મળી નારી;
કોઇ સ્વાદે કોઇ કરજે નાઠા, કેમ રીઝે ગિરધારી-નિ૦
મહેતો મીરાં ને પ્રલ્હાદ, સેનો નાપીક નાતી;
ધનો પીપો રોહિદાસ કુબો, ગોરો કુંભારની જાતી-નિ૦
બોડાણો જ્ઞાતિ રજપૂતની, ગંગાબાઇ છે નારી;
દાસ થઇને જો રહ્યા તો, ઘેર આવ્યા ગિરધારી-નિ૦
રંકા વંકા સજન કસાઇ, ભજ્યા રાત ને દહાડો;
કિયા જોગીને રામજી મળીયા, એવો એક દેખાડો-નિ૦
નથી રાખ વિભૂતિ ચોળવે, નહિ ઉંધે શિર ઝોલ્યે;
નથી નારી તજી વન જાતાં, જયાં લગિ આપ ન ખોળે-નિ૦
જંગલમાં મંગળ કરી જાણે, મંગળ જંગલ જેને;
કડવું મીઠું, મીઠું કડવું, સમજી વશ છે તેને-નિ૦
પયને ઓથે ઘૃત રહ્યું છે, તલ ઓથે જેમ તેલ;

કહે નરભો રઘુવર છે સઘળે, એવો એનો ખેલ—નિ૦

## ૨૭૧—સાધારણ નીતિવિષે

ભાવે કરી ભક્તો, તમે હરિગુણ ગાવો;
હરિગુણ ગાવો ને લીયો રે આ લ્હાવો—ભાવે૦
ઈશ્વરમાં રાખી આશ, વેદમાં ધરી વિશ્વાસ;
દિલથી થઇને દાસ, રામને રીઝાવો—ભાવે૦
રાંક માથે રાખો રહેમ, પ્રભુ સાથે જોડો પ્રેમ;
નીતિતણા નેમ તેમાં ચિત્ત ન ચુકાવો—ભાવે૦

૨૭૨

ભાવથી પ્રભુ ભજો, પ્રભુ ભજો (૨)
તમે તરકટ કરવાં તજો રે—ભાવથી૦
હાંરે દયા દિલમાં રાખજો દહાડી (૨)
તેથી અતિ સુખ પામશો અગાડી રે—ભાવથી૦
હાંરે કોઇ પારકાં સંકટ કાપો રે (૨)
ભાવે ભૂખ્યાંને ભોજન આપો રે—ભાવથી૦
હાંરે જે જે દીસે છે તે છે જવાનું રે (૨)
એમાં કાંઇ નથી રહેવાનું રે—ભાવથી૦
હાંરે જ્યારે આવશે વેળા છેલ્લી રે (૨)
પ્રભુ વિના બીજો નથી બેલી રે—ભાવથી૦
હાંરે નથી રહેવાનું દલપતરામે રે (૨)
પ્રભુ ભજે તે શુભ ગતિ પામે રે—ભાવથી૦

## ૨૭૩–જીવને છેલ્લી શિખામણ

સો બાતનકી એકજ બાત, હરિ હરિ સમરો દિન ને રાત;
હરિ હરિ હરિ સમરો સબ કોય, હરિ સુમરે સે સબ કછુ હોય,
હરિ હરિ સમરો દિન ને રાત, હરિ હરિ સમરો ઉઠી પ્રભાત;
હરિ બિના સબ જૂઠી બાત, સો બાતનકી એકજ બાત.

## ૨૭૪

હવે કહેવું જોઇએ તે તો કહીએ રે–સજ્જનો સાંભળો રે;
છેલ્લે છેલ્લી શિખામણ દઇએ રે–સજ્જનો સાંભળો રે.
રૂડાં નીતિનાં નેમથી રહેજો રે–સજ્જનો સાંભળો રે.
મુખે રામકૃષ્ણ રામકૃષ્ણ કહેજો રે–સજ્જનો સાંભળો રે.
હરિએ દીધું હોય તેણે દેવું રે–સજ્જનો સાંભળો રે;
પાપ કર્મોથી દૂર સદા રહેવું રે–સજ્જનો સાંભળો રે.
નામ હરિનાં છે શાસ્ત્રમાં હજારો રે–સજ્જનો સાંભળો રે;
તેમાં તમને ગમે તે તમારો રે–સજ્જનો સાંભળો રે.
તમને ગમે તેને ગુરુ કરજો રે–સજ્જનો સાંભળો રે;
ભેટ ભાસે તીર્યાં જઈ ધરજો રે–સજ્જનો સાંભળો રે.
રૂડો લાગે તે ધર્મ તમે ધારો રે–સજ્જનો સાંભળો રે;
કરવો સત્સંગ સિદ્ધાંત એ અમારો રે–સજ્જનો સાંભળો રે.
થાય સત્સંગ તો વાત છે સારી રે–સજ્જનો સાંભળો રે;
એવી અરજી છે તમને અમારી રે–સજ્જનો સાંભળો રે.

## ૨૭૫–સૌનું ભલું ઇચ્છવાવિષે

દુનિયાનાં દુઃખ નિવારો રાજ, દયા કરોને હવે દીનબંધુ,
જન પામ્યા છે પીડા પાકી (૨)

બનવાની ન રહી બાકી રાજ—દયા કરોને૦
આ સંકટ તો નથી સહેવાતું (૨)
નજરે જોયું નથી જાતું રાજ—દયા કરોને૦
ઓ ઈશ્વર છો તમે ઇન્સાફી (૨)
મહારાજ કરો હવે માફી રાજ—દયા કરોને૦
સૌ પામ્યા છે શિક્ષા પૂરી (૨)
તેમાં જોતા નથી અધુરી રાજ—દયા કરોને૦
ફરીથી મનમાં કોઇ નહિ ફૂલે (૨)
ભવમાં આ દુઃખ નહિ ભૂલે રાજ—દયા કરોને૦
સુખ પામો સૌ ગામો ગામે (૨)
દીધી આશીષ દલપતરામે રાજ—દયા કરોને૦

૨૯૬—પ્રાર્થના

સૌનું કરો કલ્યાણ, દયાળુ પ્રભુ,
સૌનું કરો કલ્યાણ. (ટેક)
નરનારી પશુ પક્ષીની સાથે (૨)
જીવજંતુનું તમામ—દયાળુ પ્રભુ સૌનું૦
જગના વાસીઓ સૌ સુખ ભોગવે (૨)
આનંદે રહી આઠો જામ—દયાળુ પ્રભુ સૌનું૦
દુનિયામાં દરદ દુકાળ પડે નહિ (૨)
પડે નહિ કોઇ ગામ—દયાળુ પ્રભુ સૌનું૦
સર્વે જને સુખકારી વધાને (૨)
વળી વધે ધન ધાન્ય—દયાળુ પ્રભુ સૌનું૦
કોઇ કોઇનું બૂરું ન ઇચ્છે (૨)

સૌનું ઈચ્છે સૌ સમાન—દયાળુ પ્રભુ સૌનું૦
પોતપોતાના ધર્મ પ્રમાણે (૨)
સર્વે ભજે ભગવાન—દયાળુ પ્રભુ સૌનું૦

## છેલ્લી સ્તુતિ

૨૭૭

શાંતિ શાંતિ શાંતિ પ્રભુ, શાંતિ સદા આપો (ટેક)
પરમ કૃપા કરી કૃપાળ (૨) ક્લેશ કષ્ટ કાપો—શાંતિ૦
શરણ આવી વિશ્વનાથ (૨) વંદન કરી જોડી હાથ (૨)
સર્વ જપે ભક્ત સાથ (૨) શાંતિસુખ આપો—શાંતિ૦
કરુણામય દૃષ્ટિ કરો (૨) હૃદય તિમિર સર્વે હરો (૨)
મનવાંછિત અર્થ પૂરો (૨) સુણી તમે વિલાપો—શાંતિ૦
જપી તમારૂં પુણ્ય નામ (૨) કરીએ તમને પ્રણામ (૨)
સત્ય શુદ્ધ ધર્મ સકળ દેશવિષે સ્થાપો—શાંતિ૦

## પરચુરણ ભજનો

૨૭૮

ઘડપણમાં ગોવિંદ ગાશું ગુરુરાજ, અમે ઘડપણમાં ગોવિંદ ગાશું;
અમને હમણાં નથી નવરાશું, ગુરુરાજ ઘડપણમાં૦ ૧
ગુરુ જ્ઞાન અમે સાંભળ્યું તમારૂં, મુક્તપુરીનું બતાવો છો બારૂં;
પણ અમારે કર્મે ચોંટયું કારભારૂં, ગુરુરાજ ઘડપણમાં૦ ૨
અમે મોટા કહેવાઇએ વેપારી, રાતદિવસ કરવી મગજમારી;
કથા ક્યાં સાંભળીયે તમારી, ગુરુરાજ ઘડપણમાં૦ ૩
અમારે ઘેરે ઝાઝું દુઝાણું, નિત્ય સાચવવું સગાઓનું ભાણું;

પ્રભુ રસની વાતો કયાંથી જાણું, ગુરુરાજ ઘડપણમાં૦ ૪
હજી બાંધવા છે બારસો માળા, હજી થાવું હજાર મીલવાળા;
કયાંથી ફેરવીએ તમારી માળા, ગુરુરાજ ઘડપણમાં૦ ૫
સાઠ લાખની પુંજીમાં શું કરીએ, ક્રોડ અબજ ત્રીજોરીમાં ભરીએ;
પછે નાતમાં મોટેરા થઈ ફરીએ, ગુરુરાજ ઘડપણમાં૦ ૬
પાંચ દીકરા વિલાતે ગીયા છે, વહુ દીકરીને કજીઆ થીયા છે;
એવા ઘરમાં ધમરોળ રીયા છે, ગુરુરાજ ઘડપણમાં૦ ૭
રાંડો કરમે નીકળી કજીયાળી, વળી ગામમાં સાળા સાળી;
નિત્ય મનાવવું પડે ભમરાળી, ગુરુરાજ ઘડપણમાં૦ ૮
સાઠ વરસની ઉંમર થઈ અમારી, તે શું આંખમાં આવે છે તમારી;
હજી પરણવી છે નવલી નારી, ગુરુરાજ ઘડપણમાં૦ ૯
સર નાઇટના ખીતાબો લઇશું, વાઇસરાયને આવકારો દઈશું;
બીજી વાતો પછીથી કહિશુ, ગુરુરાજ ઘડપણમાં૦ ૧૦

## એકાદશીવિષે

૨૭૯

ધન્ય એકાદશી, એકાદશી કરીએ તો વૈકુંઠ પામીએ.
મારે એકાદશીનું વ્રત કરવું છે, મારે ધ્યાન હરિનું ધરવું છે;
મારે વૈકુંઠમાં જઇ ઠરવું છે—ધન્ય એકાદશી૦
મારે એકાદશીનું વ્રત સારૂં છે, એ તો પ્રાણજીવનને પ્યારૂં છે;
એ તો વૈકુંઠ લઇ જનારૂં છે—ધન્ય એકાદશી૦
જે કોઇ બાર માસ કરે એકાદશી, તેના અંતરમાં વસે અવિનાશી
નહિ કરશે તે જશે હાથ ઘસી—ધન્ય એકાદશી૦
મારે ગંગા ઘાટે જાવું છે, મારે જમુનાજળમાં ન્હાવું છે;

મારે ભવસાગર તરી જાવું છે—ધન્ય એકાદશી૦
જેણે એકાદશીનાં વ્રત કીધાં છે, તેનાપાંચ પદારથ સીધ્યા છે;
તેને પ્રભુએ પોતાના કરી લીધા છે—ધન્ય એકાદશી૦
અંબરીખે એ વ્રત કીધું છે; દંડ દુર્વાસાએ દીધું છે;
રસ કલ્યાણરાયે પીધું છે—ધન્ય એકાદશી૦

૨૮૦

ચેલા ચાલો ગુરુને ઘેર, ગુરુજી કરશે લીલા લહેર (૨)
કોટી જનમનાં કષ્ટ નિવારે, ભવનાં બંધન કાપે (૨)
ગુરુ સમ દાતા નહિ કોઇ (૨) અવિચળ પદવી આપે—ચેલા૦
ગુરુવચન લોપે મહાપાપી, તે સુખીઓ કેમ થાશે (૨)
અનેક દેવ દેવીઓ ધાતા (૨) જમના ગોદાં ખાશે—ચેલા૦
સુન શિખરપર વાસ ગુરુનો, ગુરુ પ્રેમ જોત પ્રકાશી (૨)
અડસઠ તીરથ ગુરુને ચરણે (૨) જોજો મનને મારી—ચેલા૦
સકળ નિધિ તો ગુરુજી કહાવે, ગુરુ સ્વતંત્ર જોગી (૨)
સ્થાવર જંગમ રહ્યા પ્રકાશી (૨) ગુરુ નિરંજન યોગી—ચેલા૦
મુરખ જીવતો મોહ માયામાં, ફરી ફરીને ધાયો (૨)
કહે ભીખો હરિજન થઇને (૨) સાચું શું કમાયો—ચેલા૦

૨૮૧

ધર્મ હી તે પાયો, યે ધન ધર્મ હી તે પાયો (૨)
નીકે રાખ જશોદા મૈયા (૨)
નારાયણ વ્રજ આયો, એ હાં (૨)—યે ધન૦
જો ધનકો મુનિ જપતપ ખોજત, વેદહુ પાર ન પાયો (૨)
સો ધન ધર્યો હે ક્ષીરસાગરમેં (૨)
બ્રહ્મા જાય જગાયો, એ હાં (૨)—યે ધન૦

જે ધન તે ગોકુળ સુખ લઈયે, સગરે કાજ સવારે (૨)
સોધન વાર વાર ઉર અંતર (૨)
પરમાનંદ વિચારે, એ હાં (૨)—યે ધન૦

૨૮૨

સકળ હંસમેં રે રામ સમાયા, રામ સમોવડ કોઇ નહિ (૨)
પિંડ બ્રહ્માંડમેં જુઓ તપાસી, રામ સમોવડ કોઇ નહિ
હેજી હોજી—સકળ૦
ત્રીવેણીમેં તેજ તુમેરા પાંચ તત્ત્વમેં જોત ખડી (૨)
તેનું અજવાળું ત્રણે ભુવનમાં (૨) સુરતા દોરી અસમાન ચઢી
હેજી હોજી—સકળ૦
નાભિકમળમાં નીરખીને જોઇ લો કાયા નગરમાં પડી પડી(૨)
છત્રીસ વાજાં વાજે શહેરમેં (૨) ગગનમંડપમેં નોબત ગડી
હેજી હોજી—સકળ૦
હીરા માણેક મોતીની માલામેં, રતન પદારથ પારસમણી (૨)
પ્રેમ પિયાલો પાયો સદગુરુએ (૨) ધાયા સંત કોઇ ધીંગાધણી
હેજી હોજી—સકળ૦
જ્ઞાની રે હોયસો ઘટમાં રે ખોજે, સાત સાગર તમે જુઓ મથી(૨)
કહે નાનક સદ્દગુરુ પ્રતાપે (૨) રામ વિના બીજો કોઇ નથી
હેજી હોજી—સકળ૦

૨૮૩

જય શ્રીવલ્લભ જય શ્રીવિઠ્ઠલ જય જમુના શ્રીનાથજી.
કલજુગના તો જીવ ઓધાર્યાં, મસ્તક ધરીયા હાથજી.
મોર મુગટ ને કાને કુંડળ, ઉર વેજંતી માળાજી.
નાસિકા ગજ મોતી લટકે, એ છબી જોવા જઇએજી.

આસપાસ ગૌ બહુ બિરાજે, ગોવાળ મંડળી સાથેજી.
મુખમાં મોરલી બેન બજાવે, એ છબી જોવા જઇએજી.
શ્રીવલ્લભ વિઠ્ઠલ જુગમાં કહીએ, તો ભવસાગર તરીએજી.
માધવદાસ એટલું માંગે, શ્રીગોકુળમાં અવતરીએજી.
જય શ્રીગિરધર, જય શ્રીગોવિંદ, જય શ્રીબાળકૃષ્ણજી.
જય શ્રીગોકુળપતી, જય શ્રીરઘુપતી, જય જદુપતી, ઘનશ્યામજી.
શ્રી ગોકુળવારે નાથ, મેરી દોરી તમારે હાથજી.
જય જમુના શ્રીગોવરધનનાથ, મહા પ્રભુ શ્રીવિઠ્ઠલનાથ.
જય જય શ્રી ગોકુલેશ, શેષ ન રહે ક્લેશ.
શ્રીવલ્લભ જુગ જુગ રાજ કરો, શ્રીવલ્લભ વિઠ્ઠલ ગોપીનાથ.
દેવકીનંદન શ્રીરઘુનાથ, જસોદાનંદન, નંદકિશોર
શ્રીમોરલીધર માખણચોર સૂરદાસ, કૃષ્ણદાસ જો, પરમાણંદ.
કુમનદાસ જો, ચત્રુભુજ નંદનદાસ જો, ચિત્તસ્વામી, ગોવીંદ.
શ્રીવલ્લભદેવકી જય, પ્રાણ પ્યારેકી જય,
શ્રીગોવરધન નાથકી જય, ચોર્યાસી વૈષ્ણવકી જય.
બસો બાવન વૈષ્ણવકી જય, દેશી પરદેશી વૈષ્ણવકી જય,
અપને અપને ગુરુદેવકી જય, શ્રીભગવત મંડળીકી જય.

## રક્ષાબંધન વિષે

### ૨૮૪

આજ બળેવ દિવસ ઓચ્છવનો, નંદતણે ઘેર જાઇયે રે.
નટવર છેલ છબીલાને નિરખી, અંતરસુખીયા થાઇયે રે. આ૦
ગર્ગાચારજ રાખી બાંધી, પૂરણ બ્રહ્મને પુંચે રે;
અમર સદા રહો અવિનાશી, એમ બોલ્યા સુર ઉંચે રે. આ૦

પ્રેમે કરી પાથરણાં નાખ્યાં, બહુ બહુ વાનાં કીધાં રે;
વસ્ત્ર આભૂષણસહિત ગર્ગને, દાન ધેનુનાં દીધાં રે. આ૦
રાજી અધિક થયાં નંદરાણી, ગોરાણી શણગાર્યાં રે;
બ્રહ્માનંદ કહે કહાન કુંવરનાં, સરવે વિઘ્ન નિવાર્યાં રે. આ૦

૨૮૫

મોહનવરને બાંધે માતા, રાખડલી રૂપાળી રે;
ઝાઝે હેતે લિયે રે જશોદા, ભામણીયાં મુખ ભાળી રે—મો૦
ઘણી ખમા મારા લાડકડાને, વિઘન દૂર સર્વે થાજો રે;
શરણાગત તારાં થાજો સુખીયાં, વેરીડાં મરી જાજો રે—મો૦
રેશમનાં ફુમતડાં રૂપાળાં, રેશમ કેરી દોરી રે;
મોતીડાં પ્રોઇને માંહી, નિરખે રાધા ગોરી રે—મો૦
મરમાળા નટવરની મૂર્તિ, ત્રિભુવનથી છે ન્યારી રે;
અલબેલા ઘનશ્યામની ઉપર, બ્રહ્માનંદ બલિહારી રે—મો૦

## ૨૮૬—પવિત્ર એકાદશીવિષે

પુણ્ય પવિત્ર એકાદશી પૂરણ, ગીત પવિત્ર તે ગાવે રે;
પ્રાણ પ્રીતમને આવી પવિત્રાં, પવિત્ર ત્રિયા પહેરાવે રે—પુ૦
લટકાં પવિત્ર કરે લટકાળો, હેત પવિત્ર કરી હેરે રે;
પવિત્ર ગોવાળ ઊભા પાસે, કમળ પવિત્ર કર ફેરે રે—પુ૦
પાઘ પવિત્ર મનોહર માથે, પવિત્ર કલગી લટકે રે;
મહા પવિત્ર અલૌકિક મૂર્તિ, પવિત્ર હૈયામાં અટકે રે—પુ૦
પવિત્ર પવિત્ર પોતાના જનને, દર્શન પવિત્ર દેવા રે;
બ્રહ્માનંદ પવિત્ર પ્રીતમને, પવિત્ર પડ્યો છે હેવા રે—પુ૦

## ૨૮૭–પારણાવિષે

બાલુડે વેશ માથે શોભે કેશ,
વહાલો રમે છે મારો બાલુડે વેશ;
અખિલ બ્રહ્માંડનો કરતા અખંડિત,
નાથ કરે છે લીલા નંદજીને નેશ—વહાલો૦
રસિયા પ્રીતમને ગોપી તેડી રમાડે,
જેના મહિમાનો પાર પામે ન શેષ—વહાલો૦
દેખી પંખીને મારો શ્યામ ડરે છે,
ધ્યાન ધરે છે જેનું શિવજી હમેશ—વહાલો૦
બ્રહ્માનંદનો પ્યારો જીવન મારો,
લાલ આંખડલીમાં રાખીને લેશ—વહાલો૦

## ૨૮૮–હિંડોળાવિષે

ઝુલત કુંજવિલાસી, શ્યામરો ઝુલત કુંજવિલાસી;
રાધા સંગ ઉમંગ ભરી નિત્ય, નિરખી પ્રિયા મુખ હાંસી–શ્યા૦
શ્યામા શ્યામ હિંડોરે ઝુલત, આયે ખડે બ્રજવાસી;
નિજ જનકે મન મોદ બઢાવત, રસિક રાય સુખરાશી–શ્યા૦
ઇંદ્રાદિક બ્રહ્માદિક આયે, આયે સિદ્ધ ચોરાશી;
કહાન કુંવરકો વદન વિલોકન, શિવ આયે તજ કાશી–શ્યા૦
સુરનર મુનિવર નિરખ હિંડોરો, હો ગયે સર્વ હુલાસી;
બ્રહ્માનંદકો નાથ રસીલો, નવલ છબી અવિનાશી–શ્યા૦

## ૨૮૯

ચાહે માગ લે રાજ તીનુ પુરકો, ચાહે માગ લે તું વૈકુંઠ નિશાની.
પુત્ર સપુત્ર ચહાય ઇતને લે, માંગ લ જોબનરૂપ નિધાની.

ઇંદ્ર સિંહાસન દેઉં અમે, ધર્મ રહેગી એહી જીયા જાની;
હસી કૃષ્ણ કહે બલીકે ગ્રહમેં, અબ માગની હોય સો માગ લે રાણી.
દોડીને ત્યાગ દીયા ધરણીકો, ભોંયમાં પગ ધરે અબ નાહિં;
ચકવો ત્યાગ દીયો હઇ રેનકો, પીયુ તન હેરત સચુકો નાહિં.
તુમ તો પ્રભુ એસો દાની હતો, અબ હવારે કાહે પસારો બાંહી;
ચાહે સોટકે ગંગ પીછી બહે, હમ એસે મંગનસે માંગત નાંહી.

૨૯૦

શ્રીમન્નારાયણ નારાયણ નારાયણ (૨)
લક્ષ્મીનારાયણ નારાયણ નારાયણ (૨)
નરનારાયણ નારાયણ નારાયણ (૨)
જપો અખંડ જીભે પારાયણ(૨)—શ્રીમન્નારાયણ૦
શિવ સનકાદિક આદિ અનાદિક (૨)
સુગીર સુમીર ભયા પારાયણ(૨)—શ્રીમન્નારાયણ૦
ચારે વેદ પુરાણ અષ્ટાદશ (૨)
વેદ વ્યાસજીકો પારાયણ (૨)—શ્રીમન્નારાયણ૦
વિષ્ણુપુરાણ ભાગવત ગીતા (૨)
વાલ્મીકજીકી રામાયણ (૨)—શ્રીમન્નારાયણ૦
જો નારાયણ નામ લેત હૈં (૨)
પાપ હોત સબ છારાયણ (૨)—શ્રીમન્નારાયણ૦
જો કોઇ ભક્તિ કરે માધવકી (૨)
માત પિતા કુલ તારાયણ (૨)—શ્રીમન્નારાયણ૦
માધવદાસ આશ રઘુવરકી (૨)
ભવસાગર લગે પારાયણ (૨)—શ્રીમન્નારાયણ૦

૨૯૧

ચાલો ચાલો સાધુના રૂડા સાથમાં રે,
વેદ ચારે વ્હાલાજીના હાથમાં રે—ટેક
મહેતા નરસિંહની નિંદા કરી ન્યાતમાં રે,
વ્હાલે ભેળાં બેસાર્યાં એક પાંતમાં રે—ચાલો૦
વ્હાલે હીરણાકંસ માર્યો એક વાતમાં રે,
એનાં મોત નહોતાં રે દિવસ રાતનાં રે—ચાલો૦
મીરાંબાઈને ગુરુ રે મળ્યા વાટમાં રે,
એણે છોડી દીધાં છે રાજપાટના રે—ચાલો૦
ગુરુ પ્રતાપે નરસિંહરામ બોલીયા રે,
એના અંતરના પડદા ખોલીયા રે—ચાલો૦

૨૯૨

મારૂં મન મોહ્યું રે શ્રીગોરધનનાથજીને લટકે (૨)
લટકે ને વળી મટકે (૨)—મારૂં૦
વેણું વગાડી વહાલે વશ કરી લીધા (૨)
વેંત વાંસલડીના કટકે (૨)—મારૂં૦
વન્દરા તે વનની કુંજ ગલનમાં (૨)
ઘર ખોયું નવ ખટકે (૨)—મારૂં૦
શ્રીપુરુષોતમકી છબી નિરખત (૨)
ચરણ કમલ ચિત્ત અટકે (૨)—મારૂં૦

૨૯૩

અમારે ગુરુએ આપી અમર જડી (૨)—ટેક
જડી અમારી અજર અમર હે (૨)
અમૃત બુંદસે ભરી, ઓ પ્યારે (૨)

નાવ જલે ના જલમેં ડૂબે (૨)
નિશદિન રહત હરી, ઓ પ્યારે (૨)—અમારે૦
યા બંગલામેં દશ દરવાજા (૨)
તા બિચ શુધ ધરી, ઓ પ્યારે (૨)
પાંચ નાગ પચીશ નાગણી (૨)
સુંઘત તુરત મરી, ઓ પ્યારે (૨)—અમારે૦
ડાકણ એક સકળ જગ ખાતી (૨)
જડીસેં જાતી ડરી, ઓ પ્યારે (૨)
કહત કબીરા, સુનો મેરે સંતો (૨)
વીરલાકું સમજ પડી, ઓ પ્યારે (૨)—અમારે૦

૨૯૪

કિયેઁ ગોપાલ કો સબ હોય (૨)
જો જાને પુરુષાર્થ અપનો અતિ કર જુઠો સોય—૧
દુઃખ સુખ લાભ અલાભ સહત જગ તાહિ ન મરિયે રોય,
જો કછુ લેખ લિખ્યો નંદ નંદન મેંટ સકે નહિ કોય—૨
ઉદ્યમ સાધન જંત્ર મંત્ર સબ ડારી દીજે ધોય,
પરમાનંદદાસકો ઠાકુર ચરણ કમલ ચિત્ત પોય—૩

૨૯૫

લાગો નિર્યા પાયાં વિનવિતો તુકા લાકરે ટાળી બોલા સુખે નામ-લા૦
વિઠ્ઠલ વિઠ્ઠલ મણા વેળાવેળા,હા સુખસોહળા સ્વર્ગી નાહીં—લા૦
કૃષ્ણ વિષ્ણુ હરિ ગોવિંદ ગોપાળ,માર્ગ હા પ્રાંજળ વૈકુંઠીચા—લા૦
સકળાંસી યેથેં આહે અધિકાર,કલિયુગીં ઉદ્ધાર હરિનામે—લા૦
તુકા મણે નામાપાશી ચારી મુક્તિ,એસે બહુ ગ્રંથીબોલિયેલે—લા૦

૨૯૬

આમ્હી જાતો આમચ્યા ગાંવા (૨) આમચા રામ રામ ધ્યાવા (૨)
આજભર હોતો તુમચ્યા ગાવી (૨) આતા કૃપા આસો ધાવી (૨)
આતા નાહીં ચેણે જાણે (૨) સહજ ખુંટલે બોલણે (૨)
રામકૃષ્ણ વિઠ્ઠલ બોલા (૨) તુકા જાતો વૈકુંઠાલા (૨)

૨૯૭

મત સોના મુસાફિર નીંદ ભરી—ટેક
તુમ પરદેશી ભૂલ પડે હો, યહ સબ ચોરનકી નગરી (૧)—મત૦
પલ પલ છિન છિન તાક લગાવે, ચંપત માલ ચુકા નજરી (૨)-મત૦
લોક લુટાય ગયે બહુ તેરે, વિરલા જાય બચા ગઠરી (૩)—મત૦
બ્રહ્માનંદ કરો અબ ત્યારી, રેન બિતાય ગઇ સગરી (૪)—મત૦

૨૯૮

જો જન ધ્યાન ધરે નિર્ગુણકો, સો ઇશ્વરકા દર્શન પાવે—(ટેક)
જાય એકાંત ભુવનમેં બૈઠે, કોમલ આસન ભૂમિ બિછાવે,
ચિંતા ફિકર છોડ સબ મનકે, ત્રિકુટી મહલમેં સુરતિ જમાવે. ૧
પહલે પહલે રવિ શશિ તારે, પલ પલમેં બિજલી ચમકાવે;
દૂર દૂર કે દિવ્ય દેવગણ, પુન પુન તેજ બીચ દરશાવે. ૨
દિન દિન ધ્યાન ધરે યોગી જન, બ્રહ્મજોત ઘટમેં પ્રગટાવે;
કોટિ ભાનુ સમ ઝિલમિલ ઝિલમિલ, રોમ રોમમેં સુખ ઉપજે. ૩
કર્મનકે બંધન સબ ટૂટેં, માયા મોહ જાલ કટ જાવે;
બ્રહ્માનંદ મોક્ષ પદ પાવે, ગર્ભવાસ ફિર કે નહિ આવે. ૪

૨૯૯

ગજાનંદ સમરીએ હો દાતા નમું ગરુવા ગણપતિ (૨)
સુંઢાળાને સમરીએ હો દાતા નમું ગરુવા ગણપતિ—ટેક

ગણપતિનાથ પકડોને હાથ પ્રસન્ન હોય ઉમાપતિ (૨)
દેવી દેવતા કરે સેવના (૨) કૃષ્ણને કમળાપતિ—ગજા૦
દેખત ડરે નમસ્કાર કરે ને મહાવિકરાળ મૂર્તિ (૨)
ચાર ભુજા તારે ભલે બિરાજે (૨) સુધ બુધ દાનો સતિ—ગજા૦
બાસુકીનાગ કરે ઠીલોલ સુખમણા સૂંઢ ઝુલતી (૨)
એકદંત સ્વામી દયાજવંતા (૨) બહોત કરૂં વિનતિ—ગજા૦
સેવા ને પૂજા રાતદિન હોતા સ્વામી ધૂપ ધ્યાન આરતિ (૨)
દશમે દ્વારે ગોરખનાથ બોલ્યા (૨) ઘટઘટમેં ગણપતિ—ગજા૦

૩૦૦—વૈષ્ણવ કોણ?

વૈષ્ણવ જન તો તેને રે કહીએ, જે પીડ પરાઇ જાણે રે;
પરદુઃખે ઉપકાર કરે, તોય મન અભિમાન ન આણે રે—ટેક૦
સકળ લોકમાં સહુને વંદે, નિંદા તે નવ કરે કેની રે;
વાચ કાછ મન નિશ્ચલ રાખે, ધન્ય ધન્ય જનની તેની રે—વૈ૦
સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માત રે;
જીહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે—વૈ૦
મોહ માયા વ્યાપે નહિ તેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામનામ શું તાળી રે લાગી, સકળ તીરથ તેના તનમાં રે—વૈ૦
વણલોભીને કપટરહિત છે, કામક્રોધને નિવાર્યા રે;
ભણે નરસૈયો તેનું દર્શન કરતાં, કુળ એકોતેર તાર્યાં રે—વૈ૦

૩૦૧

ઓગનિજી આબકા ને સાધન શું કરે,
વાલા વિના તો મેંદીની પ્રગટી આગ જો;
સંદેશા લાવ્યા રે ભુંડા જોગનો,

નથી ખમાતો દાઝયા ઉપર ડામ જો;
ઓધવજી અબળા તે સાધન શું કરે—વાલા૦
જોગીડાં થઇએ તો જગમાં લાજીએ,
ભોગીડાં કેમ ધરીએ ભગવો ભેખ જો;
વિશ્વાસે વસું છું વાલમ આવશે,
અંગ માંહીથી ઉપની રંગની રેલ જો;
ઓધવજી અબળા તે સાધન શું કરે—વાલા૦
સંન્યાસી થઈએ તો સુખ દુખ સાંભરે,
વસ્ત્ર તજીને વનમાં કરીએ વાસ જો;
પૂરણ પ્રીતવિના તો પ્રભુજી નહિ મળે,
દેહ દમનમાં દુખડાં બારે માસ જો;
ઓધવજી અબળા તે સાધન શું કરે—વાલા૦
બ્રાહ્મણ તો જાણે રે સાચા બ્રહ્મને,
વિપ્ર વિવેકે વેદ તણો લે સાર જો;
ઋષિ પત્ની રીઝે રે હરિના રંગમાં,
પ્રેમ કરીને પૂજ્યા નંદકુમાર જો;
ઓધવજી અબળા તે સાધન શું કરે—વાલા૦
ખટ દરશનવાળાને તો દુઃખડાં ખરાં,
બાંધ્યું મારૂં મોહન સાથે મન જો;
જ્ઞાન ગૂઢારથ તો મનમાં ગમતું નથી,
સુંદર વરને સોંપ્યાં તન મન ધન જો;
ઓધવજી અબળા તે સાધન શું કરે—વાલા૦
હરિ પાસે હતું તે તો અમને આપિયું,

અમ પાસેથી ભરી પ્રેમની પોઠ જો;
રઘુનાથના સ્વામીને કહેજ્યો એટલું,
હેત હતું તે આણ્યું રૂદિયે તેમાં હોઠ જો;
ઓધવજી અબળા તે સાધન શું કરે—વાલા૦

૩૦૨-સત્સંગ

હરિજન આવો લાખેણો લહાવો, રામરસ વરતાવો;
અરે કોઇ રામરસ વરતાવો, કોઇ મળે આપના દેશી—હરિ૦
કોઈ મળે આપના દેશી, ગુરુગમની વાતો કેશી;
કોઈ સંત ગળ્યા ઉપદેશી, કોઈ મળે આપના દેશી—હરિ૦
આ તરવેણીમાં અમીરસ વરસે, સંતો પ્યાલા પીશે;
હરિજન સંતો પ્યાલા પીશે, કોઈ મળે આપના દેશી—હરિ૦
કેસર ચંદન એક મતી મળશે, નુગરા ન્યારા રહેશે;
હરિજન નુગરા ન્યારા રહેશે, કોઈ મળે આપના દેશી—હરિ૦
શૂરા હશે તે સન્મુખ લડશે, ને કાયર ભાગી જાશે;
હરિજન કાયર ભાગી જાશે,કોઈ મળે આપના દેશી—હરિ૦
ખારા જળમાં શંખલાં ઘણેરાં, રત્નાગરમાં હીરલા;
હરિજન રત્નાગરમાં હીરલા, કોઈ મળે આપના દેશી—હરિ૦
કોઇ જન હોરે કાચ કથીર, મારા હરિજન હોરે હીરલા;
મારા હરિજન હોરે હીરલા, કોઇ મળે આપના દેશી—હરિ૦
દયા પ્રીતમ નંદલાલને ભજતાં, બાનાની પત રહેશે;
હરિજન બાનાની પત રહેશે, કોઈ મળે આપના દેશી—હરિ૦

૩૦૩

શિવ જોગી જશ ગાયો રે બાવા,

મેં જોગી જશ ગાયો રે (૨)—ટેક.

બ્રહ્મા ગાયો વિષ્ણુ ગાયો ખોજત પાર ન પાયો રે (૨)
પરબ્રહ્મકો મુખ દેખનકું (૨)સકળ સૃષ્ટિ ફીર આયો રે-(૨) શિ૦
દેવકી જાયો ગોકુળ આયો, જસોમતી સુખ પાયો રે (૨)
કૈલાસેથી આયો રે દિગંબર(૨)આયકે અલખ જગાયો રે-(૨)શિ૦
ભિક્ષા લેકર આઇ નંદરાણી, શંકર શીષ ધૂનાયો રે (૨)
નગ્ન દેખકર ગઇરે ભુવનમે (૨)આયકે અંબર ઓઢાયો રે-(૨)શિ.
ક્યા કરૂં મૈયા તેરા પાટપીતાંબર,ક્યા કરૂં કંચન માયા રે (૨)
ચાર ખૂટકો સોનો રૂપો(૨) ભર્યાંહે મેરી ઝોલીમેં-(૨) શિ૦
હાથ જોડકે ખડી નંદરાણી, સૂનો જોગીયાંકે રાજા રે (૨)
બાળકકો તન દેખાઉ દિગબર (૨) બાળક જાત ડરાયો રે-શિ૦
જાકી દૃષ્ટિ સકળ સૃષ્ટિપર, સો ક્યું જાત ડરાયો રે (૨)
મેરો ઠાકોર અલખ નિરંજન(૨)સો કયું જાત ડરાયો રે-(૨) શિ૦
બાળકૃષ્ણ લે આઇ નંદરાણી, શકર શિષ નમાયો રે (૨)
સેવા કરી ચરણામૃત લીનો (૨) શૃંગીનાદ બજાયો રે-(૨) શિ૦
સફળ ફળો માઇ બાળક તેરો, દેખ શંકર સુખ પાયો રે ર(૨)
સૂર કહે બડો ભાગ્ય જસોદા(૨)પૂરણ પુન્યસે પાયો રે-(૨)શિ૦

## ક્રોધવિષે

૩૦૪-(નાથ કેસે ગજકો બંધ છુડાયો)—એ રાગ

કોઇપર ક્રોધ ન કરશો કદાપિ, અતિ ક્રોધ છે પૂરણ પાપી;
કોઇપર ક્રોધ ન કરશો કદાપિ—ટેક
ક્રોધ કુબોધ અધિક ઉપજાવે, સદ્ સુબોધને કાપી;
વહાલાં માંહિ વિરોધ વધારે, શોધ સમૂળ ઉથાપી—કોઇ૦

કૃત્ય અકૃત્ય કશું ન વિચારે, જ્યારે રહે રીસ વ્યાપી;
મુખનું વચન ફરી મુખમાં ન પેસે, છાપ પટોળે છાપી—ક્રોધ૦
આપની સાથળીએ વિસારી સુમતિયો, ક્રોધે કુમતિ જને આપી;
નહિ કરવાનાં કામ કરી નર, રોયા છે વનમાં વિલાપી—ક્રોધ૦
ક્રોધ કરી ફરી ફરી પસ્તાયા, જે હતા પ્રૌઢ પ્રતાપી;
દલપતરામ કહે દુનિયામાં, ખ્યાત છે વાત અદ્યાપી—ક્રોધ૦

૩૦૫—રાગ પ્રભાતિ

ગુણ અને અવગુણો એકઠા ઉપજે,
તે તમે તોલ કરીને તપાસો;
દેખિ અવગુણ કદિ ગુણ ન વિસારીએ,
ધારીએ ખોળીને માર્ગ ખાસો—ટેક
ઘોડે ચડનાર નર દેખી લૂલા ઘણા,
કોણ ઘોડું નહિ ઘાલે ઘરમાં;
જર થકી જીવનાં કાંઇક જોખમ થયાં,
તેથી નહિ માલ કહે કોણ જરમાં—ગુણ૦
પાણીને કારણે કોશ કીધા કૂવો,
માનવી કોઇ પડી માંહી મરશે;
તો તે પાણીનો કૂવો નથી કામનો,
કલ્પના એવી કદિ કોણ કરશે—ગુણ૦
ઝેર સાથે બધા વિશ્વને વેર પણ,
રોગનો કેર તો ઝેર પાડે;
મૂલ ખરચીને લે છે સહુ માનવી,
કોણ કહે નહિ લઉં કોઇ દહાડે—ગુણ૦

કંઇક વેપારિયો ડૂલતા દેખીને,
કોણ નહિ જાય વેપાર કરવા;
કંઇક તરવા શીખ્યા તેજ બૂડી મુવા,
તે થકી કો નહિ શીખે તરવા—ગુણ૦
આગની આંચથી પાંચસેં ઘર બળ્યાં,
ભાળીને કોઇ સાચુંજ ભાખે;
આગના અવગુણો અધિક એવા સુણી,
કોણ નહિ આગનો ભાવ રાખે—ગુણ૦
કોઈ સંતાન જો ચાલવા શીખશે,
ચાલીને ચોરી કરવા વિચરશે;
માટે તેને નહિ ચાલવા શીખવું,
ધારણા એવી મન કોણ ધરશે—ગુણ૦
નાવ બૂડયાથી નર કંઇક બૂડી મુઆ,
માટે નહિ નાવમાં કોણ બેસે;
પાણીમાં પેસતાં મગર તાણી ગયા,
તેથી નહિ પાણીમાં કોણ પેસે—ગુણ૦
ભણી ગણી કંઈક ભુંડેજ રસ્તે ચડયા,
તેથી ભણતર નહિ કેમ ભણવું;
કંઇક પરણ્યા પછી બહુજ પસ્તાય છે;
માટે શું કોઇને નહિ પરણવું—ગુણ૦
વાવિયાં બીજ પણ વૃષ્ટિ વરસ્યાવિના,
ઉગીયો એક નહિ છોડ એમાં;
વાસ્તે શું કોઇ વર્ષ નહિ વાવવું,

તેવું વિચારીને બીજ તેમાં—ગુણ૦
પડી જતાં ઘર જનો કંઇક પીલાય છે,
માટે શું ઘરવિષે નહિજ રહેવું;
સત્ય કહેવા થકી ક્રોધ કંઇકને ચડે,
માટે શું સત્ય કદિ નહિજ કહેવું—ગુણ૦
કંઇક મુસાફરો માર્ગમાં મરી ગયા,
માટે પરગામ શું નહિજ જાવું;
અન્ન ખાતાં મુવા કંઇક અંત્રસ ગયે,
માટે શું અન્ન કદિ નહિજ ખાવું—ગુણ૦
ગુણવિષે અવગુણો અવગુણે ગુણ સદા,
છેજ સંસારમાં સર્વ ઠામે;
માટે હઈઆ થકી હિંમત નવ હારિયે,
દીધું દૃષ્ટાંત દલપત્તરામે—ગુણ૦

## ૩૦૬—જગત્કર્તાની સ્તુતિ-લાવણી

શી શોભાને શો સાજ, જગતના રાજ, ગાવે જશ તારા;
કવિ લાખ્તો હાર્યા હામ, કામ ખુબ ન્યારાં—(ટેક)
કહું રચના શી પાતાળ, પોપડા ઢાળ, જમીનની જાતો;
જુની ચીજો જુદી ઉદ્ભિજ, જીવ બહુ જાતો તો.
પાણી સૃષ્ટિઓ બદલાય, ક્રમે મંડાય, જુઠી નહિ વાતો,
નમુના નિશાની તેની, છેજ હમણાં તો.
ઝુલ-પડ માટી તણાં વિધવિધ, વળી કંકરનાં,
છે અનુક્રમે નહિ અહીં, ચુના પથ્થરનાં,

જડ ખોખાં પથ્થર રૂપ, ભૂચર જળચરનાં,
સોનું લોઢું વાપરે જન, સરવ ઘર ઘરનાં.
રચ્યું સર્વ માનવી કાજ, આણી દીલ દાઝ, કષ્ટ હરનારા;
તુજ ડહાપણના, ભંડાર યાર અપારા—શી શોભા૦
કહું રચના શી આકાશ, સુરજ પ્રકાશ, ગ્રહોમાં રાજે,
ઉષ્ણતા પૃથ્વીને દીયે, ઝાડ જીવ કાજે.
વળી રાતે રજનીરાજ, નખેતર સાજ, ખૂબ બિરાજે,
વાયુની આવતી લે'ર, સ્થિરતા છાજે.
ઝુલ—રવિ ચંદ્રતણા મારગો, રાશી કહેવાય;
સુદ વદે ચંદ્રની કળા, વધી ઘટી જાય.
ગંગા* ચાંદરણું દેખી, દીલ ખુશ થાય;
વાદળના રંગ અપાર, વિવિધ સોહાય.
રે અધર રહ્યા સહુ ગોલ, ગંભીર છે પોલ,[1] તું જગદાધારા;
ખટ ઋતુતણા નિયમિત, કર્યા તેં ધારા—શી શોભા૦
આ સૃષ્ટિનો શો ઠાઠ, શોભિતાં હાટ, ઘણે ઠેકાણે;
તરુ લતા થકી ભરપૂર, પાણી પાષાણે.
પશુ પંખી માનવ જાત, મચ્યો છે સાથ, નાટકો જાણે;
રૂપ રંગે ગુણે સોહાય, હરે મન ગાણે.
ઝુલ—સહુ ઉભાં ખેતરો હીલી, કરે ચળકારા;
કલ પંખી તણા દુઃખ હરે, મધુરા પ્યારા.
સમી સાંજ સિંધુ લેહરે, દીપે નદી નાળાં;
નગ[2] વન ઉપવન મેદાન, રાન રઢિઆળાં.

---

* આકાશગંગા [1] પોલાણ, આકાશ. [2] પર્વત.

સહુ સાદુ સલુણું આમ, તોય બહુ કામ ચતુર રચનારા;
ઘટ ઘટમાં શક્તિ અગાધ, બોધ બહુ સારા—શી શોભા૦
કહું લીલાવાડી એમ, લલિતને ક્ષેમ, લાડતી ભાવે;
પુષ્પ નાચે ઠામે ઠામ, પ્રીત ઉપજાવે.
રાજી સાડી સુંદર નેક, રાખી બહુ ટેક, હેતે હસાવે;
નીત ગાય મધુરાં ગીત, સર્વને ભાવે.
ઝુલ–સર સિંધુ નદી જળ કરી કૃપા તેં પાયું;
વન ઝાડ પા'ડ તણું રમ્યપણું દરશાવ્યું;
બહુ ખગોતણું સુસ્વરૂં, ગાન સુણાવ્યું;
વળી બધે બતાવી ધર્મ દાન કરાવ્યું.
કરો સર્વ અમોને શુદ્ધ, આપી બહુ બુદ્ધ, પાપ દહનારા;
સ્તુતિ ગાઈયે વધુ શુ ધન્ય [1]લીલામૃત ધારા—શી શોભા૦

(નર્મદાશંકર)

૩૦૭

સંતો આવો અમારા દેશમાં જો,
શાને ભટકો છો ફોગટના વેષમાં જો—સંતો૦
જ્યાં રોગ શોક મૃત્યુ ભય નહિ જો,
બ્રહ્માનંદ સુખ વર્તી રહ્યું સર્વદા જો—સંતો૦

૩૦૮

પ્રથમ વર્ણાશ્રમ ધર્મ પાળતાં, કીધાં જપતપ દાન અનેક;
જાગ્યું ધન્ય તેહનું.
તેથી હરિભક્તિ ઉર ઉપજી, જાણ્યો સાચો સ્વામી એક;
જાગ્યું ધન્ય તેહનું.

૧ સૌંદર્યરૂપી અમૃતના પ્રવાહ

વસે અડસઠ તીરથ અંગમાં, દેવ ઓચરે જય જયકાર;
જીવ્યું ધન્ય તેહનું.

પરાપાર તે વર્તે પ્રેમમાં, મુખ બોલે અમુલખ બોલ;
જીવ્યું ધન્ય તેહનું.

૩૦૯

અધુરી આશે ન હોય દીલની વાત—મારી બાઇયો રે૦
કોઈ પૂરા રે મળે તો રાવું રેડીયે રે હોજી રે—ટેક
ખાડા રે ખાબોચીયાની દેડકી હોજી રે (૨)
તે શું જાણે સમુદરીયાની લેહેર—મારી બાઇયો રે૦
દુરીજનીયાંને ડુંગરડા દમ જલે હોજી રે (૨)
હરિજનની તો વશીયે સોભા સોભ—મારી બાઇયો રે૦
દુધેરે સીંચાવો કડવો લીમડો હોજી રે (૨)
તોયે ન મેલે વિખીયા એનાં વિખ—મારી બાઇયો રે૦
દુરીજનીયાની મોઢડે કાળી શાહી ઢળી હોજી રે (૨)
હરિજનનાં કેશરવરણાં નૂર—મારી બાઇયો રે૦
ગુરુના પ્રતાપે નરશીરામ બોલીયા હોજી રે (૨)
દેજો અમને સંતોના ચરણોમાં વાસ—મારી બાઇયો રે૦

૩૧૦

આવી રૂડી શરદ પૂનેમની રાત કે, રાસ રમાડજો રે લોલ—ટેક
અમને રાસ રમ્યાના કોડ કે, રાસ રમાડજો રે લોલ (૨)
આવા રૂડા વૃંદાવનના ચોક કે, વેગે વહેલા આવજો રે લોલ(૨)
આવા રૂડા બંસીબટના તટ કે, લાગે સોહામણા રે લોલ (૨)
આવી રૂડી ગોકુળની વ્રજનાર રે કે, વેગે બોલાવજો રે લોલ (૨)
પૂરતી ગાન કરે વ્રજબાળ કે, વચ્ચે મારો વાલમો રે લોલ (૨)

ભલે મળ્યો માધવદાસનો સંગ કે, રસ જામ્યો ઘણો રે લોલ (૨)

૩૧૧

જનના સકળ કલ્યાણનો ભંડાર હરિનું નામ છે—(ટેક)
કલિમલતણાના ગંજમાં અંગાર " (૨)
પાવનતણું પાવન જગતમાં શ્રેય " (૨)
પંથે પરમ પદને જતા પાથેય " (૨)
કવિવરોને વાણી તણો વિશ્રામ " (૨)
સંતોતણું જીવન પરમ સુખ ધામ " (૨)
સત્કર્મરૂપી વૃક્ષનું શુભ બીજ " (૨)
સંસારમાં સંજીવની મૂળીજ " (૨)
દુર્લભ મનુષ્યાદેહ કેરો લ્હાવ " (૨)
ભાવસિંધુ પાર તરી જવા દૃઢ નાવ " (૨)
આ સ્વપ્નવત્ સંસારમાં નવનીત " (૨)
હરિદાસ હૈડાતણું તાવીત " (૨)

૩૧૨

તમે રે ઉદ્ધવજી અમને જ્ઞાન બતાવ્યું,
વાહ રે રહેવા જેવું દાઝયાપર ડામ;
ઉદ્ધવ પાછો સંદેશો જઈને પ્રભુજીને કહેજો૦
અમે રે આહીરડાં તે ગણીએ શું જ્ઞાનમાં,
અધ્યાત્મ જોગ એ તો કુબજાનું કામ;
ઉદ્ધવ પાછો સંદેશો જઈને પ્રભુજીને કહેજો૦
અર્થ સાધીને ભલે સિદ્ધ હરિ થયા.
અમને સંન્યાસી કરી એક રે રાજ—ઉદ્ધવ પાછો૦
જોગ મટયો ને થયો વૈરાગ વેરી,

તાળું ખોલ્યું કે કારીગરનું શું કાજ—ઉદ્ધવ પાછો૦
ભોળાં ભરવાડાં અમને ભોળવવા મોકલ્યાં,
કાળી કામળ ને બીજો ચઢશે નહિ રંગ—ઉદ્ધવ પાછો૦

૩૧૩

તમે રે માન્યો છે આખા જગમાં હરિએ,
અમે રે માન્યું છે આખું જગત છે એમાં.
ઉદ્ધવ તમારે અમારે મળતો મેળ ન આવે,
માટી ખાધી તો માએ મુખડું તપાસ્યું,
જસોદાયે વિશ્વ બધું જોયું છે જેમાં—ઉદ્ધવ તમારે૦
માત ને તાતમાં એ સર્વે સહોદર,
ભ્રાત ભરથાર ને એ પુત્ર પણ આપ—ઉદ્ધવ૦
અમને તજ્યાં રે એનો કરીએ શો ઓરતો,
જુવતીનું જોર શું જ્યાં બદલ્યાં માબાપ—ઉદ્ધવ૦
કર્મે અમારે કુબજા કંકુ પગલી મળી,
વ્રજ વિનતાનું એણે વાળ્યું છે વેર—ઉદ્ધવ૦
જસોદાયે જીવાડયા તો સર્વે છે સારૂં,
દેવકી માતાને ભલે થૈ લીલા લહેર—ઉદ્ધવ૦
તમે રે કહો છો કે કર્મો વિષયથી વાધશે,
અમારાં કર્મોથી ક્યાં એ રહેવાનો દૂર—ઉદ્ધવ૦
ભોગવશું ફળ તો એને ભેગો ગણીશું,
જ્ઞાનનું કામ શું જ્યાં એ છે હજુર—ઉદ્ધવ૦
ઉદ્ધવજી આવું સુણી અચરજ પામ્યા,
દશમી ભક્તિનું બાઇઓ દો મને દાન—ઉદ્ધવ૦

૩૧૪

આટલો સંદેશો મારા સદ્ગુરુને કહેજો.
સેવકના અંતરની દીક્ષ ધરશો—સંદેશો મારા સદ્ગુરુને કહેજો.
શાંતિ દાતાર છો સચ્ચિદાનંદ સ્વામી;
મનના મનોરથ પૂરણ કરશો—સંદેશો૦
મનડું ભયંકર ત્રણે તાપે તપે છે,
શાંતિ ગંગામાં ક્યારે નહાશે—સંદેશો૦
અમૃતપર બેસી ઘડીમાં વિષ ઉપર જાય છે,
સ્થિરતામાં વાસો ક્યારે થાશે—સંદેશો૦
કોઈક સંસ્કારે શરણું મળિયું છે આપનું,
કૃપા કરીને દોષ કાપો—સંદેશો૦
અજ્ઞાની જીવ જરીયે જ્ઞાન ન જાણે,
અખંડાનંદ આશીષ આપો—સંદેશો૦
ક્યારે વૈરાગ્ય થાશે નક્કી જે નીર્મળો,
દયા કરીને ઉત્તર દેજો—સંદેશો૦
જે જે પ્રકારે પ્રભુ પ્રસન્ન થાઓ છો,
તે તે કહેવાનું સર્વે કહેજો—સંદેશો૦
પાછા નવ પડીએ છેલ્લી હદે જઈ અટીએ,
જબરી હિંમત એવી જોઈએ-સંદેશો૦
કહે હરિદાસ હરિકૃપાથી, પરબ્રહ્મ સાથે ચિત્ત પ્રોઈએ-સંદેશો૦

૩૧૫

કામ ન સૂઝે મારી માડી રે.
મોહન માયા લગાડી (૨)—ટેક
માયા લગાડી મારી સુરતા બંધાણી (૨)

હરિસંગે લાગી મારી તાળી રે—મોહન૦
હું તો સુતી હતી મારા ભુવનમાં (૨)
મધુર શી મોરલી વગાડી રે—મોહન૦
ઈ રે શામળીઆસું સુરતા મેં બાંધી (૨)
અંતર પ્રીતડી લગાડી રે—મોહન૦
એ રે શામળીઆથી અળગા ન રહીએ (૨)
એવી લાગી અંતર તાળી રે—મોહન૦
ઓચિંતો આવે વાલો કાન બોલાવે (૨)
દર્શણ દીયે દહાડી દહાડી રે—મોહન૦
વંદ્રાવનમાં વહાલે વેણુંનાદ કીધા (૨)
વશ કરી મારી માંડી રે—મોહન૦
ભલે મળ્યા હરિદાસના સ્વામી (૨)
અંતર જોત જગાડી રે—મોહન૦

## ૩૧૬-શિવજીની આરતી

જય શંકર દેવા, જય શંકર દેવા,
સ્તુતિ ગુણ ગાઉં તમારા,કરૂં નિશદિન સેવા-હર હર હર મહાદેવ૦
સાક્ષી તમે સર્વત્ર, સત્તાથકી વ્યાપો, શિવ સત્તા થકી વ્યાપો;
કૃપા કરી સેવકને (૨) મતિ નિર્મળ આપો—હર હર હર મ૦
શિવ છો પરમ કૃપાળ,કાર્ય સફળ કરશો,શિવ કાર્ય સફળ કરશો;
સંરક્ષણ કરી મારૂં (૨) કષ્ટ સકળ હરશો—હર હર હર મ૦
મુજ અપરાધ અગાધ,ચિત્તમાં નવ ધરશો,શિવ ચિત્તમાં નવ ધરશો;
કૃપાનિધિ કરૂણા કરી (૨) પાપ ક્ષમા કરશો—હર હર હર મ૦
એક અખંડ અનંત,અજરઅમર સાચા,શિવ અજર અમર સાચા;

સ્તુતિ ગાવા શિવ તારી (૨) નવ ચાલી વાચા—હર હર હર મ૦
જગકર્તા જગવંદ્ય, જગદીશ્વર દેવા, શિવ જગદીશ્વર દેવા;
માની દયાનિધિ લેશો (૨) નિજ જનની સેવા—હર હર હર મ૦
નથી ધરતા અવતાર, ત્રિભુવનના સ્વામી, શિવ ત્રિભુવનના સ્વામી;
વિશ્વેશ્વર વ્યાપક શિવ (૨) સચરાચરગામી—હર હર હર મ૦
અંતર્યામી અનંત, અનુપમ અવિકારી, શિવ અનુપમ અવિકારી;
માનસી મંગળ અર્ચા (૨) શિવને પ્રિયકારી—હર હર હર મ૦
પરમ ભક્તિથી ધ્યાન, હૃદયવિષે ધારી, શિવ હૃદયવિષે ધારી;
અભિવંદનપૂર્વક હું (૨) કરૂં અર્ચા તારી—હર હર હર મ૦
ગળીને ભક્ત સમાજ, આરાધન કરીએ, શિવ આરાધન કરીએ;
મુક્તિપદે મળવા શિવ(૨)આશ સદા ધરીએ—હર હર હર મ૦
રવિશશિ વહ્નિપ્રકાશ, જ્યાં કદિ નવ જાશે, શિવ જ્યાં કદિ નવ જાશે;
ત્યાં શિવ સ્વયંપ્રકાશે (૨)સચ્ચિદ્ઘન ભાસે—હર હર હર મ૦
અતિશય છે અપરાધ, અતિ લજ્જા પામું, શિવ અતિ લજ્જા પામું;
કેવળ કૃપાસ્વભાવે (૨) શિવ જોશો સામું—હર હર હર મ૦
માની બહુ ઉપકાર, પ્રણમું તવ ચરણે, શિવ પ્રણમું તવ ચરણે;
કૃપા કરી સેવકને (૨) રાખો નિજ શરણે—હર હર હર મ૦
શિવશિવ શિવશિવ સાંબ, પાય તને લાગું, શિવ પાય તને લાગું;
મુક્તિ પદાર્થ આપો (૨) એ શુભ વર માગું—હર હર હર મ૦

૩૧૭

સાચી પ્રીતિ તેં શ્યામ સાથે નિભાવજે, ફરી તમે આવજો.
સુપના સંદેશા ફરી કોઇ માથે કહાવજો, ફરી તમે આવજો.
રસના રૂપાળીને રામ રટાવજો, ફરી તમે આવજો.

મનથી મોહનસંગ મોરચો મચાવજો, ફરી તમે આવજો.
રાધાના સ્વામી સંગે રાસ રચાવજો, ફરી તમે આવજો.
ગિરધર ગોવિંદ ગાઈ ગામ ગજાવજો, ફરી તમે આવજો.
જ્યોતિસ્વરૂપ જાપ જીભે જપાવજો, ફરી તમે આવજો.
રુદિયામાં હરિનામ હીરા જડાવજો, ફરી તમે આવજો.
રામરંગથી રંગેલ અમને રંગાવજો, ફરી તમે આવજો.
બ્રહ્માનંદ ભોગી તમે ભક્તિ વધારજો, ફરી તમે આવજો.

૩૧૮—કચ્છી ભાષા રાગ-કાફી

કામણી ઉશો કંધારે જનીજા રામસે મનરતા,
રામસે મનરતા જનીજા સતગુરુસે મન સચા—૧

૩૧૯

જય જય રામકૃષ્ણ હરિ, વિઠુબા નારાયણ હરિ;
વિઠુબા નારાયણ હરિ, વિઠુબા નારાયણ હરિ—જય જય૦
માનુષજન્મ આ મોંઘો અતિશે નહિ મળે ફરી ફરી;
માટે પૂરણ પ્રીત ધરીને, જીભે કહો જરી—જય જય૦
રાતદિવસ જે રટે નિરંતર, પ્રેમે પાઠ કરી;
જાણો તે નર જશે જરૂર, ભવસાગર પાર તરી—જય જય૦

૩૨૦

રવી સાહેબે કીયા બંગલા ઠીક થયા ઠીક થયા હોજી, (૨)
આ બંગલેકું તાળાં જડીઆં, કુંચી કોઇકું ના દીઆ, (૨)
નિશ્ચે પકડયા નામકા ત્યારે, કમાડ ઉઘડી ગીયા—રવી૦
અવિનાશી તો આવે જાવે, બંગલા બદલ ગયા; (૨)
મુવા ખરા પણ નામ રહ્યા જેણે, અમર પ્યાલા પીયા—રવી૦
બાવો બાળકદાસ હતા જ્ઞાની, જેણે નામ નિશ્ચે લીયા; (૨)

શુરૂ પ્રતાપે પીઠો ખોલ્યા, જ્ઞાની હતા તે ગીયા—રવી૦

# જ્ઞાનભક્તિની લાવણીઓ

## લાવણી—પ્રભુ ભજવાની જરૂરીઆતવિષે

નરતન પાય જતન કર ઐસે, જિસમેં વો કરતાર મિલે;
ઐસા ઉત્તમ રતન પદારથ, ફિર નહિ વારંવાર મિલે.
ખને હે પૂરખકે કર્મ કુછ ઉસીકી હૈ યહ પ્રભુતાઈ;
જો તૂને સંસારમેં હું યહ સુંદર નર દેહી પાઇ.
પાયકે ઐસી કંચન કાયા, ભજન કરો હરિકા ભાઇ;
જન્મ જન્મકી બીગડી બાત,સબ ઇસી જન્મમેં બન જાઇ.
સુખ દુઃખ ભોગ પિતા ઔર માતા,ઔરસકલસંસારમિલે;
ઐસા ઉત્તમ રતન પદારથ, ફિર નહિં વારંવાર મિલે.
મિલા તુઝે અનમોલ રત્ન યે,અખ ઉપાય તુ ઐસા કર;
ત્યાગ સકલ કામના જગતકી,હિત ચિતસે હરિ નામ સુમર.
વાસુદેવ ભજ નારાયણ તું,કૃષ્ણ કૃષ્ણ ઔર કહો હર હર;
જીતે યે ભવસિંધુ જગતસે, સાગુમેં જયે પાર ઉતર.
જન્મમરણ નહિ હો તેરા,નહિ જગમેં ફિર અવતાર મિલે;
ઐસા ઉત્તમ રતન પદારથ,ફિર નહિ વારંવાર મિલે.
કર વિચાર મનમેં અપને તૂ,કિસ કારણ જગમેં આયા;
કિસ કારણ સંસારમેં તુઝકો,મિલી હૈ યહ કંચન કાયા.
જિસને કુછભિ ભજનકિયા,નહિમુખસે ગુણ ગોવિંદગાયા;
સુંદર જન્મ ગંવાય વૃથા વો, અંતકાલ ફિર પછતાયા.

લખ ચોરાસી ફિરે ભરમતા, યમદૂતોંકી માર મિલે;
ઐસા ઉત્તમ રતન પદારથ ફિર નહિં વારંવાર મિલે.
દુર્લભ યે જામા નરકા હૈ મિલા બડે સંયોગોંસે;
દેવીસિંહ કહતા હૈ સદા સમઝાયકે યે સબ લોગોંસે.
ભજન કરો આનંદ રહો ઔર, છુટો સુખદુઃખ ભોગોંસે;
હર્ષ સદા મનમેં વ્યાપે ઔર શુદ્ધ ચિત્ત રહે સોગોંસે.
બનારસી કહે ઔર જન્મમેં, નહિં ઉસકા દીદાર મિલે;
ઐસા ઉત્તમ રતન પદારથ, ફિર નહિં વારંવાર મિલે.

## લાવણી—ઇશ્વરસ્મરણવિષે

રામ કૃષ્ણકા સુમરન કરનેસે, પાતક સબ જાતે હૈં,
ધન્ય વહી નર હૈં કિ જો કોઈ,રામકૃષ્ણ ગુણ ગાતે હૈં;
મૈંને પાપ કિયે બહુ તેરે,જીસકા કુછ નહિં આદિઅંત,
વિષય વાસનામેં ડુબા, ઓર ઝૂઠ મૂઠ કહે લાયા સંત.
કામ ક્રોધ મદ લોભ મોહ યે, પાંચોં મેરે બને મહંત;
ઇનહીંકે વશ રહા રાતદિન,સદ્‌ગુરુકી નહીં પઢી પઢંત.
યુવા અવસ્થામેં નહિ સમઝે, વૃદ્ધ ભયે પછતાતે હૈં;
ધન્ય વહી નર હૈ કિ જો કોઈ રામકૃષ્ણ ગુણ ગાતે હૈ. ૧
માત પિતાકા કહા ન માના, પઢા ન પિંગલ વેદપુરાણ;
બના કવીશ્વર હંઉમૈંને ઓર,દગ્ધછંદ કિએ બહુત બખાન.
મૈંને કહા મૈં પરમેશ્વર હું,ઐસા મુઝે વ્યાપા અભિમાન;
સત્ય ન બોલા ઉમ્ર ભરમેં; બકા બહુતસા ઝુઠ તુફાન.
ધન પાયા તો ધર્મ કિયા નહિં,ભીખ માંગ અબ ખાતે હૈં;

ધન્ય વહી નર હૈં કિ જો કોઇ,રામકૃષ્ણ ગુણ ગાતે હૈં. ૨
બ્રહ્મહત્યા યા બાલહત્યા, યા કરે જો કોઇ ગોહત્યા;
રામભજનસે દૂર હો જાવે, નહીં ફિર હોવે-હત્યા.
મૈંને જીવ બહુતસે મારે, લાગી જો વહ મુઝકો હત્યા;
કૃષ્ણ કહેસે ભસ્મ હો ગઇ, કરી જો જો મેને હત્યા.
અપના બીતા હાલ સુનો, હમ સબકો સત્ય સુનાતે હૈં;
ધન્ય વહી નર હૈ કિ જો કોઇ રામકૃષ્ણ ગુણ ગાતે હૈં. ૩
સબ અપરાધ ક્ષમા કર મેરે રામ કૃષ્ણજી વારંવાર;
તુમ હો દયાનિધિ દયા કરકે,પ્રભુજી કર દો મેરા ઉદ્ધાર.
અધમ પાપિયોંકો તારા,અબ મુઝકો ભી તુમ દીજે તાર;
આગે મરજી આપકી જો કુછ, ચાહે સો કરિયે કરતાર.
અબ મુઝસે કછુ બન નહિ પડતા,આપકે ભજન બનાતે હૈં;
ધન્ય વહી નર હૈ કિ જો કોઈ રામકૃષ્ણ ગુણ ગાતે હૈં. ૪
જો જો પાપ કિયે મૈંને પ્રભુ તુમ જાનો યા જાને હમ;
ઔર કોઇ ક્યા જાનેગા ઔર કિસકે આગે કહું મરમ.
દેવીસિંહ તર ગયે પાપસે, જો જો અપના કરા કરમ;
શ્રીગંગાકે તીર તનુ ત્યાગા જાને બાત એ કુલ આલમ.
બનારસી કહે હમબીતો, ઉનકે મુરીદ કહલાતે હૈં,
ધન્ય વહી નર હૈ કિ જો કોઈ, રામકૃષ્ણ ગુણ ગાતે હૈં. ૫

---

દોહરા

જાના હૈ રેહના નહિ, મરના બીસવા બીસ;
દો દિન દુનિયા કે લીયે, મત ભૂલો જગદીશ.
મન જોબન યું જાયગો, જા વિધિ ઉડત કપૂર

નારાયણ ગોપાલ ભજ, ક્યું ચાખે જગ ધૂર.

## લાવણી—જીંદગીનો ભરૂંસો નથી, તે વિષે

દમ પર દમ હર ભજ, નહિ ભરોંસા દમકા;
એક દમમેં જાયેગા નિકલ, યે દમ આદમકા—ટેક
હૈ જબતક દમમેં દમ, ભજ લે હર હર તૂ;
દમ આવે ના આવે, ઇસકી આશ મત કર તૂ.
એક નામ પ્રભૂકા જપ, હિરદેમેં ધર તૂ;
નર ઇસી નામસે, તર જા ભવસાગર તૂ.
બલ કરતા બોત હૈ, થોડે જીને ખાતર તૂ;
વો હૈ સાહબ જલ્લાદ, જરા તો ડર તૂ.
વહાં અદલ ખડા હૈ, હિસાબ સબ દમ દમકા;
એક દમમેં જાયગા નિકલ, યે દમ આદમકા—૧
જીનેકા ફલ યહ, રામ નામ જપના હૈ;
જબ ઘેરે કાલ (તબ) કહાં જાય છિપના હૈ.
ઇસ નરકો એક દિન, આતિશમેં તપના હૈ;
દમ જાય નિકલ, તન મિટ્ટીમેં ખપના હૈ.
એક દમકા બસેરા, દુનિયા રેન સપના હૈ;
કુછ દેખો આઁખેં ખોલ, કૌન અપના હૈ.
સબ જુઠા માયા મોહ, કુટુંબ હમ દમકા;
એક દમમેં જાયેગા નિકલ, યે દમ આદમકા.—૨
જો આયા જગમેં, અમર નહીં રહનેકા;
નર્મદા પ્રવાહ અબ, અટક નહીં બહનેકા,

કર લાખ જતન તૂ, માયા હૈ ધખહુનેકા;
દર મિલે વહી જો, હૈ તેરે લહુનેકા.
હર વખ્ત રહેગા, જમકા દંડ સહેનેકા;
કર નેકી તો હોઇ, બુરા નહીં કહુનેકા.
ઇસ જગમેં નાતા હૈ, યહ બોલતે દમકા;
એક દમમેં જાયગા નિકલ, યે દમ આદમકા.—૩
એક દમમેં દમ આદમકા નિકલ જાવેગા;
ફિર પીછે હાથ મલમલકે પછતાવેગા.
જબ શ્રીકૃષ્ણકી શરણાગત આવેગા;
તબ જીવન્મુક્તિ ઇસ જગમેં તું પાવેગા.
કહે દેવીસિંહ જો, હરકે ગુન ગાવેગા;
વોહ પ્રાણી જગબંધનસે છુટ જાવેગા.
કુછ ક્યામ જગતમેં નહિ સુનો ઇસ દમકા;
એક દમમેં નિકલ જાયેગા યે દમ આદમકા.—૪

---

## લાવણી—નામસ્મરણના માહાત્મ્યવિષે

હર જગે મૈં દેખા, કહીં નહીં તૂ દેખા;
જહાં યાદ હૈ તેરી, વહીં વહીં તૂ દેખા.—ટેક
અજ્તકર ગંગાસાગર સિંધુ નહાયા;
મૈં તેરે ઇશ્કમેં સારી તરફ ઉઠ ધાયા.
નહીં મૈંને પ્યારે ઔર કહીં તૂ દેખા;
જહાં યાદ હૈ તેરી વહીં વહીં તૂ દેખા. ૧
જંગલ વસ્તી રાહ ઉજાડ હમને છાના;

નહિં દેખા તુઝકો દેખારે સભી જમાના.
કોઇ મતવાલા કહતા હૈ કોઇ મસ્તાના;
જો જો કુછ જિસને કહા વો હમને માના.
ખુબ ખુબ ફિરા દર દરકા હુઆ દિવાના;
નહિં પાયા પ્યારે તેરા કહીં ઠિકાના.
અબ યાદ કરી તો દિલમેં યહીં તૂ દેખા;
જહાં યાદ હૈ તેરી વહીં વહીં તૂ દેખા. ૨
સર પટક પટક કર પહાડપર દે મારા;
ઔર આહા આહા કર કરકે બહુત પુકારા.
દેખો દેવલ દેહરા ઔર ઠાકુરદ્વારા;
સરતાપા સબકો દેખદેખ કર હારા.
ઘરબાર તજા આલમસે લિયા કિનારા;
જૈસી કુછ ગુજરી વૈસે કિયા ગુજારા.
યે બાતેં હમકો યાદ રહી તૂ દેખા;
જહાં યાદ હૈ તેરી, વહીં વહીં તૂ દેખા. ૩
સબ દેખા હમને ગુલશન ઔર ગુલ્લાલા;
ઔર ફકીર બન કર ફિરા પહન વનમાલા.
દેખા પત્તા પત્તા ઔર ડાલી ડાલા;
હૈ સબમેં તૂ ઔર સબસે રહૈં નિરાલા.
યહ બનારસીકા કલામ રસકા ઢાલા;
હૈ અરજ મેરી યહ સુનો નંદકે લાલા.
તુઝ પર દિલ આશક હુઆ તભી તૂ દેખા;
જહાં યાદ હૈ તેરી વહીં વહીં તૂ દેખા. ૪

## લાવણી–વિશ્વરૂપી બાગ

વિશ્વરૂપ ખિલ રહા બાગ, જિસમેં આદમકી ગુલજારી;
રંગ રંગકે ફૂલ ખિલે અરુ, તરહ તરહકી ફૂલવારી.
પૂરવ પછમ ઉત્તર દખ્ખન, યે ચારોં દીવાલ બની;
હરેક તરફસે નદિયોંકી હૈ, દેખો છુટિ નહર ઘની;
સાત સિન્ધુ સોઇ તલાબ સાતોં, સબકા માલિક વહી ધની;
ચાહે બનાવે ચાહે પલકમેં, કર દે વો સબ ફનાફની.
વિશ્વ બાગકે ભીતર ઉસકે, કુદરતકી ફૈલી ક્યારી;
રંગ રંગકે ફૂલ ખિલે અરુ, તરહ તરહકી ફૂલવારી.—૧
નવ ખંડોંકે મહેલ બનાયે, દશોં દિશાકે દશ દ્વારે;
બના દીયે હૈ ઇસી બાગમેં, ચૌદ ભુવન ન્યારે ન્યારે.
આસમાનકી છત લગાઇ, જિસમેં જડ દિયે હૈ તારે;
ગરજ ગરજ ઘન કરૈ છિડકના, ઔર છુટે હૈ ફવ્વારે.
ચાંદ સૂર્ય દોનો ઉન સબકી, કરતે હૈ ચોકીદારી;
રંગ રંગકે ફૂલ ખિલે અરુ, તરહ તરહકી ફૂલવારી.—૨
ચમત્કારકા ચમન લગાયા, પરબ્રહ્મને આપી આપ;
હર જગામેં વો હૈ ઝલકતા ઓર હ્રદામેં રહા હૈ વ્યાપ.
ઐસી બાગકે ભીતર બૈઠે, ઋષી મુનિ સબ કરતે જપ,
કોઇ ગાવતે ભજન ઔર કોઇ, સહે પંચ અગ્નિકા તાપ.
સાધુ સંત કરૈં સૈર બાગમેં, પરમહંસ ઔર બ્રહ્મચારી;
રંગ રંગકે ફૂલ ખિલે અરુ, તરહ તરહકી ફૂલવારી.—૩
કલ્પવૃક્ષ ઔર મલયાગિરિ વો ફૂલે હૈ, ઉસમેં અમૃત ફલ.
કભી ન સૂખે ઐસા જિસમેં, જ્ઞાનરૂપ હૈ ગંગાજલ;

દેવીસિંહ કહે હરિકૃપાસે, જિસકી હો બુદ્ધિ નિર્મલ;
ઐસે બાગમેં અમર રહે વો, કભી ન આવે ઉસે અજલ.
વિશ્વ બાગકે માલિક હૈ વોહી, શ્રીકૃષ્ણ ગિરિવરધારી;
રંગ રંગકે ફૂલ ખિલે અરુ, તરહ તરહકી ફૂલવારી.

## લાવણી–દેહનું અભિમાન તજવાવિષે

નહીં મિલે હરિ ધન ત્યાગે નહીં મિલે રામજી જાન તજે,
નારાયણ તો મિલેં ઉસીકો જો દેહકા અભિમાન તજે.–ટેક.
સુત દારા યા તજે કુટુંબકો યા અપના ઘરબાર તજે,
નહીં મિલે પ્રભુ ઉસકો કદાપિ, જગકા સબ વ્યવહાર તજે;
કંદ મૂલ ફલ ખાય રહે ઔર અન્નકા ભી આહાર તજે,
વસ્ત્ર ત્યાગકે નગન હો રહે, ઔર પરાઇ નાર તજે;
તૌ ભી હરિ નહિં મિલે ઉસીકો, ચાહે અપને પ્રાણ તજે,
નારાયણ તો મિલે ઉસીકો, જો દેહકા અભિમાન તજે. –૧
તજે પલંગ ફુલોંકા ચાહે ઔર હીરે મોતી લાલ તજે,
જાતકો અપની તજ દેવે ઔર, કુલકી સારી ચાલ તજે;
વનમેં નિશિદિન વિચરે ઔર, ઇસ દુનિયાકા જંજાલ તજે,
દેહકો અપની જલા બલાકે, શરીરકી ભી ખાલ તજે;
બ્રહ્મજ્ઞાન નહીં હોવે તો ભી, ચાહે વો અપની સાન તજે,
નારાયણ તો મિલેં ઉસીકો, જો દેહકા અભિમાન તજે. –૨
રહે મૌન બોલૈ નહીં મુખસે, અપની સારી બાત તજે,
બાલપનેસે યોગ સાધે ઔર, તાત તજે યા માત તજે;
શિખા સૂત્રકો તજે નહિ, ઔર ઉત્તમ અપની જાત તજે,
કભી જીવકો ના મારે ઔર ઘાત તજે આપઘાત તજે;

ઇતના તજે તો ક્યા હોવે જો દેહકા નહીં ગુમાન તજે,
નારાયણ તો મિલે ઉસિકો, જો દેહકા અભિમાન તજે. —૩
રહે રાત દિન ખડા ન સોવે, પૃથ્વીકી ભી શૈન તજે,
કષ્ટ ઉઠાવે રહે બેચૈના ઔર દિલકા સબ ચૈન તજે;
મીઠા હોકર બોલે સબસે, કડુવે અપને બેન તજે,
ઇતના ત્યાગે ક્યા હુવા અભિમાન નહીં દિનરેન તજે;
બનારસી એ મિલે ના હરિસે, ચાહે સકલ જહાન તજે,
નારાયણ તો મિલેં ઉસિકો, જો દેહકા અભિમાન તજે —૪

## લાવણી—અહંકાર ન કરવાવિષે

જો કહતા 'હમ કરતે' વો દુઃખ ભરતા હૈ,
જો કરતા જગકે કાર, વહી કરતા હૈ. ટેક.
જો કહતા હમને વેદ પઢે હૈં ચારી,
ઉસકો કહતે હરિ ઉસકી મતિ હૈ મારી.
કોઇ કહેતા હમ જ્ઞાની હૈ હમ બ્રહ્મચારી;
સબ અહંકારમેં ફંસે હુયે નરનારી.
જો અહંબુદ્ધિકો તજે કરે નાચારી;
ઉસકો મિલતે ઇક પલભરમેં ગિરિધારી.
જો નિષ્ફલ પૂજા કરે વહી તરતા હૈ;
જો કરતા જગકે કાર વહી કરતા હૈ—૧
જો કહતા હમ તો નિત્ય ધ્યાન કરતે હૈં;
ઉસકો પરમેસર નહીં ધ્યાન કરતે હૈં.
જો દેખ વસ્તુ મનમેં ગુમાન કરતે હૈં;

વો સ્વર્ગ છોડ ફિર નરક પાન કરતે હૈ.
જો અહંકાર તજિ હરિકા ધ્યાન ધરતા હૈ;
ઉસ્કા સ્વામી આદર અરુ માન કરતા હૈ.
જો કરતા હૈ સો વહી વહી કરતા હૈ;
જો કરતા જગકે કાર વહી કરતા હૈ—૨

જો કહતા હમ હૈ બડે કવીશ્વર જ્ઞાની;
ઉસકો હરિ કહતે ઇસકી મિથ્યા બાની.
કોઇ કહતા હમ હૈ બડે વીર બલવાની,
ઉસકો હમ કહતે યહ તો હૈ અભિમાની.
કોઈ બનકે બૈઠે રાજા ઔર કોઇ રાની;
ઇસ પૃથ્વીપર હૈ બડે બડે અભિમાની.
ઇસ અહંકારસે અપના દિલ ડરતા હૈ;
જો કરતા જગકે કાર વહી કરતા હૈ—૩

જો કહતા મૈંને બડા જંગ જીતા હૈ;
વહ મરતા હૈ ફિર કભી નહીં જીતા હૈ.
જિસ જિસને મનમેં અહંકાર જીતા હૈ;
વહ દો દિનમેં દુનિયાસે હો બીતા હૈ.
અબ દેવીસિંહ દિલ ફટા હુઆ સીતા હૈ;
જો કામ કિયા પ્રભુકો અર્પણ દેતા હૈ.
કહે બનારસી હરિભક્ત વો ન મરતા હૈ;
જો કરતા જગકે કાર વહી કરતા હૈ—૪

## લાવણી–સાચા યોગીઓની સ્થિતિ

યોગી વહી જો સકલમેં બેઠે, દેખે દશવેં દ્વારેકા વો;
કારજ કરે જગતકે સબ ઔર લખે અલખ કિરતારકો વો. ટેક
નાચે ગાવે તાલ બજાવે, ધ્યાન આત્માકા ધરકે;
સબમેં રહે ઔર સબસેં ન્યારા, પૂરણ હોવે યોગ કરકે.
નિર્ભય હોકે વિચરે નિશિદિન, કબહૂ નહીં ચલે ડરકે;
અપને આપમેં આપકો દેખે, ધન ધન હૈ વો નરકે.
જબ વહ કાયા ત્યાગે તબ પહુંચે જો પરલે પારકો વો;
કારજ કરે જગતકે સબ ઔર લખે અલખ કરતારકો વો. ૧
પ્રસન્ન ચિત્ત ઔર બુદ્ધિ નિર્મલ, કર્મ અકર્મ ન કુછ જાને,
દ્વૈત ભાવસે અલગ રહે, અદ્વૈત જ્ઞાનકો બખાને.
સમદર્શી ઔર શુદ્ધ સમાધી, અપનેકો આપે માને;
જીવ બ્રહ્મમેં એક ભાવકર, અપને મનમેં પહિચાને.
ભૂમિ ભાર ઉતારન કારન, ધરે આપ અવતારકો વો;
કારજ કરે જગતકે સબ ઔર લખે અલખ કરતારકો વો.—૨
ત્રેગુણકો જીતે ઔર ચૌથે પદપર અપની કરે મતી,
સારી સૃષ્ટિકા ભોગ જો કરે તો ભી વહી હૈ બાલ જતી.
ચર અચરમેં અપને આપકો, દેખે ઉસકી યોગ ગતી;
આપી પિતા ઔર આપી પુત્ર હૈ આપેહી ઔર આપ પતી.
કરે જો પ્રલય ઔર જો ચાહે રચે, સકલ સંસારકો વો;
કારજ કરે જગતકે સબ ઔર લખે અલખ કરતારકો વો.—૩
પુણ્ય પાપસે અલગ રહે દુઃખ સુખકા નહિ વિચાર કરે;
અભિમાનકી ગર્મી અપને સુખસે બારંબાર કરે,

આતમદરશી હોય તો અપને સબ કુલકા ઉદ્ધાર કરે;
ચાહે કરે વો નર પૈદા ઔર ચાહે બનાયે નારેકા વો;
કારજ કરે જગતકે સબ ઔર લખે અલખ કરતારેકા વો—૪

## સાચા ત્યાગની ખુબી–લાવણી

ઘર મીલે ઉસે જો અપના ઘર ખોવે હૈ,
જો ઘર રખે વો ઘર ઘરમેં રોવે હૈ;
જો રાજ તજે વો મહા રાજ કરતા હૈ,
ઓર જાન તજે સો કભી નહિ મરતા હૈ.
સુખ ત્યાગે ફીર વો ઓરકા દુઃખ હર્તા હૈ,
ધન તજે સો ફીર દૌલતસે ઘર ભરતા હૈ;
જો પલંગ તજે સો ફૂલોં પર સોવે હૈ—૧
જો પર દારાકો તજે વો પાવે રાની,
ઓર જૂઠ બચન દે છોડ સિદ્ધ હોય બાની;
જો દુરબુદ્ધિ કો તજે વો હોવે જ્ઞાની,
મનસા ત્યાગે તો મીલે રીધ મનમાની.
જો સર્વ તજે ઉસકો સબ કુછ હોવે હૈ;
જો ઘર રખે વો ઘર ઘર મેં રોવે હૈ—૨
જો કુછ ઈચ્છા નહિ કરે વો ઇચ્છા પાવે;
ઓર સ્વાદ તજે તો અમૃત ભોજન ખાવે.
નહિ માગે તો ફલ પાવે જો મન ભાવે;
હૈ ત્યાગ મેં તીનોં લોક બેદ યું ગાવે.
જો મેલા હોકે રહે વો દીલ ધોવે હૈ;

જો ઘર રખે વો ઘર ઘર મેં રોવે હૈ—૩
જો પક્ષપાતકો તજે તો સબકો જીતે;
ઓર કામ તજે તો હોય કામ મન ચીતે.
કહે દેવીસિંહ હરનામ જીન્હોને લીને;
ઉનકો ગોવીંદને બ્રહ્મ લોકપુરી દીને.
અબ બનારસી ઘર ખોકે બ્રહ્મ જોવે હૈ;
જો ઘર રખે વો ઘર ઘર મેં રોવે હૈ—૪

## લાવણી-ઇશ્વરની અકળ ગતિ છે.

કહીં પુન્ય કરો તો બડા પાપ હોતા હૈ;
કહીં પાપ કીયે સે પુન્ય આપ હોતા હૈ—ટેક
કહીં અગન મેં રહેકે શીતલ તન હોતા હૈ;
કહીં જલમેં બસેકે આગનરૂપ હોતા હૈ.
કહીં દુખમેં સુખ હો પ્રાણ મગન હોતા હૈ;
કહીં દાન કીયે સે અતિ નિરધન હોતા હૈ.
કહીં ગાલી દેને સેં ભી જાપ હોતા હૈ;
કહીં પાપ કરો તો પુન્ય આપ હોતા હૈ—૧
કહીં ભૂલ જગો તો સબ વિદ્યા આવે હૈ;
કહીં પઢે તો ફીર વો સબી ભૂલ જાવે હૈ.
કહીં પવન અહારી હોકે સબ ખાવે હૈ;
કહીં ભોગી હોકર જીતેન્દ્રી કહલાવે હૈ.
કહીં આશીષ દેનેસે ભી શાપ હોતા હૈ;

કહીં પાપ કરે તો પુન્ય આપ હોતા હૈ—૨

કહી જૂઠ બોલકે સચ્ચા કહલાતા હૈ;
કહીં સત્ય બચન કહ નર્ક બીચ જાતા હૈ.
કહીં ગુરુસે લડકે ચેલા ફલ પાતા હૈ;
કુછ ઉસકા ભેદ લખનેમેં નહીં આતા હૈ.
કહીં બિયોગ કરકે મિલાપ ભી હોતા હૈ;
કહીં પાપ કરે તો પુન્ય આપ હોતા હૈ—૩

કહીં દુરબલ જા કે પર્વત લેવે ઉઠાઈ;
કહીં અતિ બલીસે ઉઠે ન એકો રાઇ.
કહે દેવીસંગ સચ હૈ ઉસકી પ્રભુતાઇ;
અયે બનારસી તેરી ગતિ લખી ન જાઇ,
જો હોતા હૈ વો આપી આપ હોતા હૈ;
કહીં પાપ કરો તો પુન્ય આપ હોતા હૈ.

## લાવણી—ભગવત્કૃપાવિષે

ડાલે કોઇ દારૂમેં આતિશ, તો વો દારૂ જલે નહીં;
હજાર મનકી ચક્કી હો પર એક મૂંગકો દલે નહીં.
પાની ઉપર તૈરે બતાસા, લાખ વર્ષ તક ગલે નહી,
ઉસકી કુદરતકે આગે કુછ જોર કિસીકા ચલે નહીં.
સબી ઉસીકે નજદીક હૈ ઔર કોઇ બાત ઉસીસે દૂર નહીં,
ચીંટી પર હાથી ચઢ બૈઠે તો વો ચીંટી મરે નહીં.
બાંધે કચ્ચે સૂતસે જિસકો વો કૈદી ક્યોં કર છૂટે;

ચાહત જો ઉસકા હો તો મોહન કી સંગત હમસેં છૂટે.
બડે બડે રૂસ્તમ કો કાયર મારકે સરતાપા લૂટે;
પથ્થર પર શીશે દે મારે તો ક્યા પત્થર હમ સે ફૂટે.
શામ કુછ ચોરી કરતા હૈ પર અપને છનમે કુછ ધરે નહીં;
ચીંટી પર હાથી ચઢ બૈઠે તો વોઃ ચીંટી મરે નહીં.
ગલિયોંકે પથ્થર વોઃ ચાહે હીરે મોતી લાલ કરે;
બના દે વોઃ ભિખારીયોંકી ચાદર ઔર હમે માલામાલ કરે.
હેસીલિયે કહે બનારસીંકે પ્યાસ પે કોઈ પ્યાસ કરે,
ક્યા તાકત હૈ કાલકી જો ફિર ઉસકા બાંકા બાલ કરે.
ઐસા સુખન સુનનેસે દિલ હરગીઝ કિસીકા ભરે નહીં;
ચીંટી પર હાથી ચઢ બૈઠે તો વોઃ ચીંટી મરે નહીં.

---

## સૌથી સરસ દવા નારાયણનું નામ છે—લાવણી

હકીમોંને ઢૂંઢને મેં જંગલમેં દવા રસાયનકી બૂટી;
નારાયણ હૈ સંજીવન બાબા વો બૂટી હમને લૂટી.
કોઈ ઢૂંઢતા ઉન બૂટીકો જિસસે પારા તુરત મરે;
કોઈ ખોજતા જડીકો જો તન કાયાકો કુંદન કરે.
અર્જુન સાક બોડે પુંનીકો વૃક્ષ કાટને હરે હરે;
ઉનકો ભી ફિર યમ કાટેગા કહે શાસ્ત્ર વૈદ્ય ખરે.
હરિ હરિ બૂટી હૈ સમજો હરિ નામ હૈ અગ્નિ પરે,
ઉસ બૂટીકો જિસને પાયા વો ભવસાગર સાહજ તરે.
રામ રસાયન પાક હમને ઔર રસાયન સબ ઝૂઠી;

નારાયણ્ હૈ સંજીવન ભાઈ વહ બૂટી હમને લૂટી.
કોઇ કહે હમ સિંગરફ મારેં કાઢેં હમ ગંધકકા તેલ;
કોઇ દેખતે જડી બિરંગી કોઇ ઢૂંઢતે અમ્મર બેલ.
હમને સબકો દેખા યારો યે તો હૈ સબ ઝૂઠે ખેલ;
અમર નામહૈ દત્ત નિરંજન ઉસકો અપને મનમેં ભેલ.
મનકો મારકે બના લે કુસ્તા જો ગુજરે વહ દિલપર ઝેલ;
તનકો શોધકે શુદ્ધ કરો તુમ તજો જૂઠ ઔર તજો ઝમેલ.
જૌન શખ્સ ફુંકે ધાતુકો ઉનકે હીય કિ હૈ ફૂટી;
નારાયણ્ હૈ સંજીવન ભાઇ વહ બૂટી હમને લૂટી.
કોઇ મારતે અભરખ તાંબા કોઇ ફુંકતે હૈ હરતાલ;
હમને અપને મનકો મારા મિલે હમે ગોવિંદ ગોપાલ.
કોઇ કહે હમ ચાંદીમારે જિસસેમિલેકુછધન ઔર માલ;
ઇન કર્મોંકે જો કોઈ કરતા ઉસકા હોતા હાલ બેહાલ.
કોઈ કહે હમ સોના મારેં ઔર કરેં પૈસોંકો લાલ;
ઠગ ઠગ લૂટે હૈ દુનિયાકો, ઉસેભી એક દિન ઠગેગા કાલ.
બહુત ઘોટતે ખરલમેં ધાતૂ, સંતોને કાયા ઘુંટી,
નારાયણ્ હૈ સંજીવન ભાઇ, વોઃ બૂટી હમને લૂટી.
કોઇ મારતે હૈ કલઇ કો, જિસમેં હોવે પુષ્ટ શરીર;
ઘરકો ફુંકકે તબાહ કિયા જિસને વો અમનસે હોવે ફકીર.
સાધુકા હૈ નહિં ધર્મ જો, મારેં ધાતૂ કર કે તદબીર;
કહે દેવીસિંહ હરિકહો, યહાજહ્વા તબહોવે અકસીર.
ખાક સારકીજબાં રસાયન, ઇસમેં હૈ હરએક તાસીર;
જબાંસે વહ મુર્દેકો જિલા દે, જબાંસે દે ઢાલે જાગીર.

બનારસી ગે કહે હમારી, રામ નામમેં હૈ બૂટી.
નારાયણ હૈ સંજીવન બાઈ વહ બૂટી હમને લૂટી.

---

## લાવણી—ખરા પ્રેમી ભક્તોનો માર્ગ જૂદોજ હોય છે.

દુનિયામેં લાખોંઈ પંથોકો હમને દેખા ભાલા હૈ;
પર જો દેખા, કુછ આશકોંકા ઉનકા પંથ નિરાલા હૈ.
કોઈ બદનપર ખાક મલે ઔર સેલી કફની ડાલે હૈં;
કોઈ રંગા લેતા હૈ બખેડા, અપના ભેખ સમાલે હૈ.
કોઈ મૌન હોકર બૈઠે નહીં કિસીસે બોલે ચાલે હૈં;
કોઈ કટાયે નાક કાનકો પિવે સચકે પ્યાલે હૈ.
કોઈને લમ્બા તિલક દિયા ઔર પહને તુલસી માલા હૈ;
પર જો દેખા કુછ આશકોંકા ઉનકા પંથ નિરાલા હૈ.
કોઈ રાત દિન ખડે હૈં ઔર કોઈ હાથ ઉઠાયે હૈં;
કિસીકો દેખા, બૈઠે હૈં ઔર હરિમેં ધ્યાન લગાયે હૈં.
કિસીને અપને બદનકો દાગા તનપર છાપે પાયે હૈં,
કિસીને અપને શિરપર લંબે લંબે બાલ બઢાયે હૈં.
કિસીકે તનપર વસ્ત્ર નહીં ઔર કોઈ ઓઢે મૃગછાલા હૈ;
પર જો દેખા કુછ આશકોંકા ઉનકા પંથ નિરાલા હૈ.
કોઈ સેવડા બના ઔર કોઈ કહતા જગ તો જૂઠી હૈ;
કોઈ તપસ્યા કરતે હૈ ઔર કોઈ બને વનખંડી હૈ.
કિસીકે મંદિર ધ્વજ ઉડે ઔર કહીં ફરકતી ઝંડી હૈ.
બિનાકારકે કુછ ફકીર જો વો તો ખડે પાખંડી હૈં;

કિસીને મસજીદ બનવાઇઔરકોઇને રચા શિવાલાહૈ.
પર જો દેખા કુછ આશકોંકા ઉનકા પંથ નિરાલા હૈ;
કોઇ કહે હમયતીહૈ ઔર કોઇ બના બડા વૈરાગી હૈ;
બિના ઇશ્ક હૈ નહીં કિસી કી લવ સદ્ગુરુસે લાગી હૈ;
બનારસીને ઇશ્કમેં અપની જીતે જી કાયા ત્યાગી હૈ;
રહી ન મતલબ દીલમેં કુછભી દુગ્ધાભી સુનકે ભાગી હૈ.
રામકૃષ્ણકા સગુન યહી સમઝો તુમ સબપરબાલા હૈ;
પર જો દેખા,કુછ આશકોંકા ઉનકા પંથ નિરાલા હૈ.

## મસ્ત અવધૂત રીતિ–લાવણી

જીસકે દિલપર ઓ પ્રભુનામ બસ્તા હૈ,
ઉન મસ્તોંકા દેખો ઉલટા રસ્તા હૈ–ટેક.
સર્દીમે આશક પીતે હૈ સરદાઇ,
ગર્મીમેં સંખીયા ખાય રહે ગર્માઇ.
બારિશમેં સુખે ધૂપમેં હો હરિયાઇ,
ઐસે મસ્તોંસે સભી બાત બનિ આઇ.
વો દાગકો સમઝૈ દિલપર ગુલ દસ્તા હૈ,
ઉન મસ્તોંકા દેખો ઉલટા રસ્તા હૈ. ૧
વો દિનકો સોવે સારી રાતભર જાગે,
શૂરોંસે લડે ગિદડકો દેખકર ભાગે.
નહિં મિલે તો માંગે ભીખ મિલેતો ત્યાગે;
ઐસે શાહોંસે હરેક બાદશાહ માગે.
અનમોલ હૈ સોદા વો ભી ઉસે સસ્તા હૈ;

ઉન મસ્તોંકા દેખો ઉલટા રસ્તા હૈ. ૨
ખેતીકા સુખા ઉસરમેં અન્ન ઉપજાવે,
આશિક આદિક જો યાર કર દિખલાવે.
ઐસે મરદોંકા કોઈ નહીં દેસતા હૈ;
ઉન મસ્તોંકા દેખો ઉલટા રસ્તા હૈ. ૩
જબ પેટ ભરે તબ ખાનેકા મંગવાતે;
ઔર ભૂખ લગે તો કુછ ભોજન નહિં ખાતે;
મૂરખસેં રીખેં પંડિતકો શિખલાતે;
કહે બનારસી હમ નઈ નઇ બાતે ગાતે.
ખુદા કહનેસે જો કોઈ અપનાદિલ કરતા હૈ;
ઉન મસ્તોંકા દેખો ઉલટા રસ્તા હૈ. ૪

## લાવણી—ભગવાનપ્રત્યે પ્રાર્થના

હર દયા દાસોંકે કષ્ટ હરો ગિરિધારી;
કરુણાનિધિ કરુણા કરો મેં શરણ તુમ્હારી. ટેક
સબ સંકટ મેરે દૂર કરો અબ સ્વામી;
રિદ્ધિસિદ્ધિ ભરપૂર કરો અબ સ્વામી.
અપને અબ મુઝે હજુર કરો તુમ સ્વામી;
ચરણોંકી મુઝે નુર પુર કરો અબ સ્વામી,
ગત કામ તો મેરા જરૂર કરો અબ સ્વામી,
ભગતોંમેં મુઝે મશહુર કરો અબ સ્વામી.
હો નિરભય પરભુ કહત આપ અવતારી,
કરુણાનિધિ કરુણા કરો મેં શરણ તુમ્હારી.

સબ કસૂર મેરા માફ આપ અબ કીજૈ;
શિર ચરણુંમેં અપને મેરે ધર લીજૈ.
યહ ઉમ્ર સદા દિનરાત ઘડીમેં છીજૈ;
કર મેહર પ્રભુ કછુ ભક્તિ અપની દીજૈ.
એક અરજી મેરી ગરીબકી સુન લીજૈ,
દિલ ભક્તિમેં કેવલ તુમારી ભીજૈ
હરિ હર લો તનકી પીર હુવા દુખ ભારી,
કરુણાનિધિ કરુણા કરૌ મૈં શરણ તુમ્હારી.
તુમ જો ચાહે સો કરો આપ યદુરાઇ;
રાઇસે ગિરિ કર દેતે ગિરિસે રાઈ;
હૈ સત્ય સત્ય સાચી તેરી પ્રભુતાઇ;
તર ગયે વહી જિસને તુમસે લવલાઈ.
દેવીસિંહ જિસને તુમારી મહિમા ગાઈ;
વહ ભવસાગર કે પાર ઉતર ગયે ભાઈ.
કહે બનારસી અબ રાખો લાજ હમારી;
કરુણાનિધિ કરુણા કરૌ મૈં શરણ તુમ્હારી.
સબ સંતોંકો તુમ આપને હી તારા હૈ;
ગ્રહસે યહ ગજકો તુમ્હીંને ઉબારા હૈ.
પ્રલ્હાદકિ ખાતિર નરસિંહ તન ધારા હૈ;
નખસે નાભીકો ચીર અસુર મારા હૈ.
મુઝકો વો નામ શ્રીનારાયણ પ્યારા હૈ;
પ્રભુ તેરે બિન અબ કોઇ ન હમારા હૈ.
ક્યોં મેરે વાસ્તે કરી દેર બનમારી;

કરુણાનિધિ કરુણા કરો મેં શરણ તુમ્હારી.
પાંચો પાંડવકા સાથ કિયા હૈ તુમને;
બ્રજમેં ગોપિયનસેં રંગ કિયા હૈ તુમને.
કાલિકો નાથ જો તંગ કિયા હૈ તુમને;
કંસાસે જાય ફિર જંગ કિયા હૈ તુમને.
હરએક શત્રુઓંકા તંગ કિયા હૈ તુમને;
સબ અસુરોંકા ભંગ કિયા હૈ તુમને.
અબ મેરે પાંવ જૂતોંકા માર મુરારી;
કરુણાનિધિ કરુણા કરો મેં શરણ તુમ્હારી.

## લાવણી—અબ મિલે હમેં તુમ આજ ખુલે પટ ઘટકે

હમ તેરી યાદમેં પ્રભુ રાત દિન ભટકે,
અબ મિલે હમેં તુમ, આજ ખુલે પટ ઘટકે. ટેક
કઈ બાર ગયારામ, તેરી યાદમેં કટકે;
ફિર પાયા મૈંને, નામ તેરા રટ રટકે.
કિયે રંજ અલમ મંજૂર, જરા નહિ હટકે;
દીલકી દેવ્હાન શમ નિકલ ગઈ ઝટ ઝટકે.
દર્દી લાખ તરહ, દીયે હૈ તુમને ઝટકે;
અબ મિલે હમેં તુમ, આજ ખુલે પટ ઘટકે. ૧
ઐસા અપત તુમારી, અલબ નાગની લટકે;
કોઈ દર્પણસે દેખે, ઉનકો તો હરિ સટકે.
અગર દેખે કાલા નાગ, તો સરકો પટકે;

અલખોં કા ચઢે જો જહેર તો ધરકો સટકે.
હમ હુએ ભક્ત મજબૂત, જહાં કહાં હટકે;
અબ મિલે હમેં તુમ, આજ ખુલે પટ ઘટકે. ૨
પ્રલ્હાદને લીયા દીલ, ભગવત સેં દટકે;
સબ સુખ દીયા તન બદન ઉસીપર અટકે.
સૂલી પર ચઢે પ્રલ્હાદ, ઉસીપર મટકે;
નહિ નોંક જરા સૂલીકી, જીગરમેં ખટકે.
જબ દેખા હમને ઉન્હે, તો દીલ ક્યા પ્રૂટકે;
અબ મિલે હમેં તુમ, આજ ખુલે પટ ઘટકે. ૩
જબ ખુલે કિવાડે, આપ કપટકે પટકે;
મનમેં પાયે દીદાર તો બનસી ઘટકે.
સીર મોર મુકુટ ક્યા, કસે જરી કે પટકે;
કહે દેવીસીંહ યે અજબ, ખેલ નટપ્રૂટકે.
કહે બનારસી હમ ચાકર નાગર નટકે;
અબ મિલે હમેં તુમ, આજ ખુલે પટ ઘટકે. ૪

## જૂદાં જૂદાં ભજનોમાંથી લીધેલી ધુનો*

૧ રે વેચાણી હું તો હરિવરને હાથે, (૨)
નેડલો રે લાગ્યો નંદના નંદન સાથે—વે૦
૨ જાના હૈ નર જાના હૈ, ઘર છોડી એક દિન જાના હૈ
દાસ મુકુંદ આશ તજ જૂઠી, શ્રીહરિચરણ ઠિકાના હૈ—
જાના હૈ૦

* દરેક ધુન વારંવાર બોલવાની છે.

૩ કાનુડા કેડે ચાલી રે થઇ મતવાલી (૨)
જે ચાલે કાનુડાની કેડે તેની ખેપ ન જાય
કદી ખાલી રે—થઇ૦

૪ નમ સાથે રંગીલા નાથ રે, બાંધી છે બેલી રે;
મારો હેતે ઝાલ્યો છે તમે હાથ રે, ન દેશો મેલી રે.

ગરબી

૫ વહાલા મારી બુદ્ધિ શુદ્ધ તેં હરી લીધી રે,
તારે લટકે વેરાગણ કીધી. વહાલા૦

ધુન

૬ તેરી લેહું રે બલૈયા મત જા મથુરા તેરી૦
કહત જશોદા મૈયા અપને ગુનકુ તું તો મોરા શ્યામ
નહિ ચતુરા—તેરી૦

પ્રભુને વિનતિ

૭ અમે આવ્યાં તમારે આશરે અલબેલાજી,
હવે શું કરીએ જઇ સાસરે ! અલબેલાજી—(ટેક)
મને ફેરાનું ફળ આદીજ મળ્યું અલબેલાજી,
મારું મન ગમતું શુભને મળ્યું અલબેલાજી—અમે૦
આ હીરલો લાધ્યો હાથમાં અલબેલાજી,
તમે રાખજો રહેજો સાથમાં અલબેલાજી—અમે૦

# મહાત્મા ઋષિરાજની પ્રભુપ્રેમ ઉત્પન્ન થાય ને ભક્તિને ટેકો મળે તેવી ધુનો×

૧ પ્રાણિયા પ્રાણિયા પ્રાણિયા રે, ભજી લેને પ્રભુજીને પ્રાણિયા;
આવશે જમ ઉઘરાણીયા રે, ભજી લેને—ટેક.
૨ નાવડી નાવડી નાવડી રે, તને હરિ ભજ્યાની રીત નાવડી;
એળે ઉમ્મર ખોઇ આવડી રે, તને હરિ ભજ્યાની૦ ટેક.
૩ સદા સુખિયા જગતમાં સંત, દુરીજન દુખીયાં રે;
નાવે અકળામણનો અંત, મૂરખમાં મુખિયા રે.
૪ વ્હાલીડા ચઢજો વ્હારે રે, બળવંતા બેલી;
કપાશે બંધન ક્યારે રે, બળવંતા બેલી—ટેક.
વહાલાજી મારા નથી આ વેળે કોઇ મારૂં;
છે શરણું એક તમારૂં રે.
૫ તાણી તાણી રે લીધાં તાણી, મારે વ્હાલીડે
ચીતડલાં લીધાં તાણી—ટેક.
ઝેર થયાં જગનાં સઉ સુખડાં, લાવણ્યમાં રે લોભાણી—મારે
૬ દુનિયા રૂઠી ને શું કરશે, પ્રભુ જના બેલી;
કોઇના માર્યા કેમ મરશે, પ્રભુ જના બેલી—ટેક
૭ હાંરે લેને લ્હાવો રે લેને લ્હાવો;
હાંરે હવે નહિ મળે ફરી યોગ આવો રે. લેને—ટેક.
૮ અરે જીવ શું કરવા આથડે,
પ્રભુની ગમ ગુરુ વિના નહિ પડે—ટેક.

---

× દરેક ધુન વારંવાર બોલવાની છે.

૯ રાખોને રીત હમારી, હમારા હો તે રાખોને
રીત હમારી—ટેક.

૧૦ નહિ થાઊં નહિ થઊં નહિ થાઊં રે,
પાછાં પગલાં હવે હું તો નહિ થાઊં.

૧૧ હવે કુણ જાય કાશી, ચિંતા ટળી રે લોલ;
મળ્યા વૈકુંઠવાસી, વેળા વળી રે લોલ.

૧૨ વારી વારી જાઉં વારી, મારા વ્હાલીડાના
મુખડલાપર વારી. ટેક.
એ મુખડું મુને એક પલકમાં,
ભવજળ બૂડતાં ઉગારી—મારા વ્હાલીડાના૦

૧૩ દાસી દાસી રે હું તો દાસી, મારા વ્હાલીડાની
સાખ કેરા હું તો દાસી. ટેક.
અણતેડ્યા મારે આંગણે આવ્યા,
કોટી ગંગા ને કોટી કાશી—મારા૦
સેવા કીધી છે હરી શિરનાં રે સાટાં,
નગરની જનને તો હાંસી—મારા વ્હાલીડાની૦

૧૪ ગયા ગયા શરણે હવે શામળિયા,
હરિ હરિ શામળિયાજી એ બહુ બળીયા—ગયા૦ ટેક.

૧૫ રટવા રટવા આવ્યો છે તું તો રામને રે, રટવા રટવા. ટેક.

૧૬ નંદલાલા લાગે તો તારાં દાસડિયાં,
વૃજલાલા લાગે તો તારાં દાસડિયાં, નંદલાલા. ટેક.

૧૭ ગોવિંદ જમુનાજીના તે વસ્ત્રો ગાળિયાં રે, ગોવિંદ૦ ટેક.

૧૮ ચાકરી ચાકરી ચાકરી રે,

કરી લેની પ્રભુજીની ચાકરી; કરી લેને૦ ટેક.

૧૯ નહિ કરૂં, નહિ કરૂં, નહિ કરૂં,
દુરિજનિયાંની સંગત નહિ કરૂં. ટેક
વસ્તીમાં વસવાનો નહિ જોગ આવે,
તો જંગલમાં ફરતો ફરૂં—દુરિજનિયાં૦

૨૦ નવ જાય ઝબકડીથી જામની, રાવ પ્રગટે રહે નહિ રાત;
ગુરુ એવા ગોતીયે.
બોધ સુણતાં કરમ બળે બાપડાં,
ઝટ ખોવાય જીવની જાત—ગુરુ એવા૦

૨૧ સીતારામ સગા છે સમજ રે,
સમજ રે સમજ રે સમજ રે; હો સીતારામ૦

૨૨ ભજનવિના મૂરખ મરે રખડી રે ભજનવિના. ટેક.

૨૩ રંગરેલ રામ સભા ધન્ય રાતડલી,
રંગરેલ ધન્ય રે ધન્ય આ વાતડલી.

૨૪ માથે ઝાપી રહ્યો છે કાળ રે, ઉંઘ તને કેમ આવે;
પાણી પહેલી બાંધી લેને પાળ રે, ઉંઘ તને કેમ આવે.

૨૫ ધીરજ ધરને અરે અધીરા, ઈશ્વર દેશે અન્ન જોને;
ખલકતણો છે પ્રભુને ખટકો, માને સાચું મંન જોને.

૨૬ પછે નહિ મળે હાવો જોગ રે, અવસર આવ્યો છે.

૨૭ જાણી જાણી મેં તો જાણી રે,
આ તો દુનીયા દિવાની. ટેક.
પંડિત કાજી વેરાગી પુરાણી,
કુણ રાજા કુણ રાણી રે; આ તો દુનિયા દિવાની.

( ૧૦ ) જય જય યશોદાનંદનકી ( ૨ )
દશરથસુત આનંદ કંદનકી—
( ૧૧ ) રાધે કૃષ્ણ પ્રભુ કુંજબિહારી,
મોરલીધર ગોવર્ધનધારી—
( ૧૨ ) જય જય ગોવર્ધનધારી, મુકુંદ માધવ ગિરિધારી—
( ૧૩ ) રામા કૃષ્ણા ગોવિંદ ગોપાળ હરે (૨)
ગોપાળ હરે, ગોપાળ હરે—
( ૧૪ ) નરહરિ નંદલાલ, ભજો ગોવિંદ ગોપાળ,
ગોવિંદ ગોપાળ, ગોવિંદ ગોપાળ—
( ૧૫ ) હરિ નારાયણ, ગુરુ નારાયણ—
( ૧૬ ) રામચંદ્ર રઘુવીર, જય જય રામચંદ્ર રઘુવીર—
( ૧૭ ) હરિ નારાયણ હરિ, હરિ નારાયણ હરિ,
હરિ નારાયણ, હરિ નારાયણ, નારાયણ હરિ,
હરિ નારાયણ હરિ, હરિ નારાયણ હરિ—
( ૧૮ ) હરિ હરિ નારાયણ હરિ—
( ૧૯ ) શ્રીમન્નારાયણ નારાયણ નારાયણ—
( ૨૦ ) રણછોડ રંગી, મારા જનમો જનમના સંગી;
રણછોડ રાયા, મુંને લાગી તમારી માયા.
રણછોડ રસીયા મારા હૃદયકમળમાં વસીયા.
( ૨૧ ) તેરી બન જાયગી, તેરી તો બન જાયગી;
તેરી બન જાયગી, ગોવિંદ ગુણ ગાયસેં—
( ૨૨ ) હરિ મોટા હરિ મોટા, સૌથી હરિ મોટા હરિ મોટા—
બાકી સર્વ ગપોટા, સૌથી હરિ મોટા હરિ મોટા—

( ૨૩ ) સચ્ચા સચ્ચા હય નામ તેરા હરિ વિઠ્ઠલા—
હરિ વિઠ્ઠલા, પ્રભુ વિઠ્ઠલા—
( ૨૪ ) હમારા રામ ધની હયજી હમારે ક્યા કમી હયજી—
( ૨૫ ) હમારી રામ રામ સબસેં, હમારી રામ રામ સબસેં;
હમસેં તુમસેં ગુરુગોવિંદસેં, સાધુ ભગત સંતોસેં—
( ૨૬ ) રાધે ગોવિંદા, રાધે ગોવિંદા,
ગોવિંદ ગોપાળ, કૃષ્ણ રાધે ગોવિંદા—
( ૨૭ ) ગોપાળ કૃષ્ણ, રાધે કૃષ્ણ—

## સંત ધુની

( ૨૮ ) જ્ઞાનોબા તુકારામ—
( ૨૯ ) નિવૃત્તિ જ્ઞાનદેવ સોપાન, મુક્તાબાઇ એકનાથ
નામદેવ તુકારામ—

અચ્યુતં કેશવં રામનારાયણમ્
કૃષ્ણદામોદરં વાસુદેવં હરિમ્ ।
શ્રીધરં માધવં ગોપિકાવલ્લભમ્
શ્રીજાનકીનાયકં રામચંદ્રં ભજે ॥



# उत्तम अने सस्तुं साहित्य

## અતિ ઉત્તમ ધાર્મિક ગ્રંથો

| ગ્રંથનુ નામ | પૃષ્ઠ | કદઈંચ | મૂલ્ય |
|---|---|---|---|
| *તુલસીકૃત રામાયણ–૪૦ ચિત્રોસાથે | ૧૩૫૦ | ૬॥×૧૦ | ૬) |
| +મહાભારતનું શાંતિપર્વ | ૯૦૦ | ૬॥×૧૦ | ૬) |
| ગિરધરકૃત શુદ્ધ રામાયણ | ૭૮૪ | ૫॥×૯ | ૨॥ |
| અખાની વાણી—મનહરપદ સાથે | ૫૦૦ | ૫×૮ | ૧॥ |
| પ્રીતમદાસની વાણી–સર્વથી મોટો સંગ્રહ | ૪૨૦ | ૫×૯ | ૧॥ |
| છોટમની વાણી–ગ્રંથ ૧ લો | ૨૬૪ | ” | ૧) |
| ધર્મતત્ત્વ—બંકિમચરિત્રસાથે | ૨૪૮ | ૫॥×૮ | ૦॥ |
| યોગતત્ત્વ | ૩૮૪ | ” | ૧॥ |
| શ્રીવાલ્મીકિ રામાયણ–મોટા બે ભાગમા | ફરીથી છપાય છે | | |
| ×મહાભારતનાં આદિ અને સભાપર્વ | ૬૦૦ | ” | ૨) |
| શ્રીદાસબોધ–નવી આવૃત્તિ | ૬૨૦ | ૫॥×૮ | ૨॥ |
| શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા–નવી આવૃત્તિ | ૭૦૦ | ૫॥×૯ | ૨॥ |
| શ્રીમદ્ભાગવત—ઉત્તમ ભાષાંતર | ૭૦૦ | ૮ ×૧૧ | ૫) |
| શ્રીરામકૃષ્ણકથામૃત–બંને ભાગ ભેગા | ૬૫૦ | ૫॥×૮ | ૨॥ |
| સ્વામી રામતીર્થ ગ્રંથ ૧લો–ભા. ૧ થી ૫ | ૫૮૦ | ” | ૨) |
| ” ” ગ્રંથ ૨ જો ભા. ૬ થી ૯ | ૬૮૦ | ૫॥×૮॥ | ૨॥ |
| ” ” ગ્રંથ ૩ જો ભાગ ૧૦–૧૧ | ૫૨૮ | ૫॥×૮ | ૨) |
| ” ” ગ્રંથ ૪ થો ભાગ ૧૨–૧૩ | ૬૪૦ | ૫॥×૮॥ | ૨) |
| સ્વામી વિવેકાનંદ ગ્રંથ ૧લો ભા.૧–૨–૩ | ૫૭૫ | ૫॥×૮ | ૨॥ |
| ” ” ગ્રંથ ૨ જો ભાગ ૪–૫ | ૬૦૦ | ” | ૨॥ |
| ” ” ભાગ ૬ થી ૮ નોખા | ૧૦૦૦ | ૫×૬॥ | ૩॥ |

* + આ બને પુસ્તકો સં ૧૯૮૨ની દશરાસુધી ખાસ કિફાયતે મળશે

× આની નવી આવૃત્તિવાળી પ્રતના રૂ ૪) છે.

# દરેક ઘરમાં તીજોરી

આપણા ચોરો હુશિયાર થવા લાગ્યા છે અને તીજોરીઓ ફાડવા
માંડી છે, એ સૌ કોઇ જાણે છે. એવા ચોરોની ચાલાકીથી બચવાને
ગોદરેજે નવી જાતની પોતાની પેટંટ કરેલી શોધની ચોરના હથિયાર
તેમજ આગસામે ટકે એવી તીજોરીઓ બનાવવા માંડી છે. એ તી-
જોરી માપમા ૧૪ ઇંચ ઉચી, ૧૮ ઇંચ પહોળી અને ૧૫ ઇંચ ઉંડી
છે. ચોર તેમજ આગસામે ટકે એવી હોવા છતાં કિંમત ફક્ત રૂ. ૯૦)
છે. દરેક ઘરમા વપરાય એવા હેતુથી મોટી સંખ્યામાં બનાવવામાં આવી
છે અને તે કારણે નાની કિંમતે વેચી શકાય છે. એ તીજોરી કબાટની
અંદર રાખી શકાય એવી છે. એ તીજોરીઓ તેમજ **હાલમાં બના-
વવા માંડેલી પેટંટ કરેલી શોધની મોટી** સાડા છ ફુટ **ઉંચી બે
દરવાજાની શોભાયમાન લોખંડની કબાટ** જોનાર કોઇકજ એવા
હોય છે કે જે ખરીદવાનું મન કરે નહિ.

**ગોદરેજનું કારખાનું** { કારખાનું-ગેસ કંપની પાસે-પરેલ-મુંબઈ
દુકાન-વિઠ્ઠલવાડીના નાકે-કાલબાદેવી

---

## ગોદરેજનો કપડાં ધોવાનો સાબુ

બહુ લાંબા અનુભવ પછી ગોદરેજે આ સાબુ બનાવવા માંડ્યો છે
કંમતમા સસ્તો હોવા સાથે સારા વિલાયતી સાબુના જેવો છે કે નહિ
તેની સમજ વાપરવાથી પડશે. દરેક જાણીતા દુકાનદારોને ત્યાં મળશે.

## ગોદરેજનું ઘર રંગવાનું બેલતેલ

આમાં ઘાસલેટ યા બીજું કશું પણ ભેળવવામા આવતુ નથી. એ
તેલ દરેક બાબતમાં ઉંચામા ઉંચા વિલાયતી તેલની બરાબર ઉતરે છે,
છતાં કિંમતમાં વિલાયતીથી ૨૦ ટકા કમી હોય છે. મોટા કંટ્રાકટરો
અને ઇંજનેરો બહુ ખરીદે છે.

**ગોદરેજ ઑઈલ એન્ડ સોપ કું. સુરતી મહોલ્લા, ડંકનરોડ, મુંબઈ**